# હિંદની સ્ટર્લિંગ થાપણુ

**હિંદની સ્ટર્લિંગ-થાપણની કથા** એ હિંદમાંની લૂંટારૂ બ્રિટિશ નાણાંકીય નીતિના ઇતિહાસમાં એક નવા પ્રકરણનો ઉમેરો કરે છે. બ્રિટનનાં નાણાં વિષયક અખબારોએ આ હિંદી થાપણ પર નવેસરથી વિચારણા કરવાની ઝુંબેશ ઉપાડી છે; ન્યાય અને પ્રમાણિકતાને નામે બ્રિટન ઉપરના હિંદી લેણામાં ઘટાડો કરવાની તેમણે માગણી ઉઠાવી છે; વધુમાં, બ્રેટન વુડઝ આંતરરાષ્ટ્રીય નાણાં ભંડાળ પરિષદના કાર્યક્ષેત્ર હેઠળ આ થાપણના થોડાક હિસ્સાને લાવવા સામે બ્રિટિશ પ્રતિનિધિ મંડળે દાખવેલો વિરોધ તો જાણીતો જ છે. આ બધા બનાવો ન ભૂલી શકાય તેવા ભાવિની આગાહી કરે છે.

આ થાપણ શું છે અને તે કેવી રીતે ઉભી થઈ ? શા માટે તેને સ્ટર્લિંગમાં એટલે કે બ્રિટિશ ચલણ યા તો બ્રિટિશ થાપણમાં રાખવામાં આવી છે ?

છેલ્લાં કેટલાંક વર્ષો દરમિયાન હિંદે બ્રિટનને જે માલ આપ્યો છે, જે સેવાઓ બજાવી છે તેનું બ્રિટન પરનું એ જંગી દેવું છે. **અત્યારે એ દેવું લગભગ ૧૪૦૦ કરોડ રૂપિયાનું અથવા તો ૧૦૩ કરોડ પૌંડનું છે.** હિંદની માથા દીઠ વાર્ષિક આવક ૭૪ રૂપિયાની ગણતાં આ દેવું હિંદની કુલ વાર્ષિક આવકના ૪૭ ટકા થાય છે !

બીજી રીતે કહીએ તો, યુદ્ધ પહેલાં રેલ્વે અને અન્ય વાહનવ્યવહાર સિવાયના ઉદ્યોગોમાં રોકાયેલી કૂલ મૂડી ૭૦૦ કરોડ રૂપિયાની આસપાસમાં હતી. એટલે આ દેવું એનાથી ય લગભગ બમણું છે.

**ટૂંકમાં આપણી રાષ્ટ્રીય આવકના અર્ધા ભાગ જેટલી રકમ આપણે બ્રિટન પાસે માગીએ છીએ.** એટલે કે કામદારો, ખેડૂતો અને અન્ય જનતા—આપણી સમસ્ત પ્રજાની છ માસની મજુરી જેટલી રકમ આપણે બ્રિટન પાસે માગીએ છીએ. લોઢું, પોલાદ, કાપડ, સિમેન્ટ, ખાંડ અને અન્ય ઉદ્યોગોમાં રોકાયેલી કૂલ મૂડી કરતાં આ દેવું બમણું છે. એનો

અર્થ એ કે આ દેવાને જો ઉદ્યોગોમાં રોકવામાં આવે તો આપણાં કારખાનાં-ઓમાં ૨૦૦ ટકાનો વધારો થાય; અને, યુદ્ધ પૂર્વેના સમય કરતાં બમણા માણસોને રોજી મળી રહે.

સ્વાભાવિક રીતે જ અહીં એવો સવાલ પેદા થશે કે—હિંદ એ ગરીબમાં ગરીબ દેશ છે. ફક્ત બે વરસ પહેલાં જ રોટીને અભાવે ૩૫ લાખ માનવોનો જાન ગયો હતો. આજે ય હજારો માનવી રોગચાળાને કારણે મોતના જડબાંમાં હોમાઈ રહ્યા છે. આવો કંગાળ દેશ ઇંગ્લાંડ જેવા પૈસાદાર દેશનો એકાએક લેણદાર ક્યાંથી થઈ ગયો ? આર્થિક ઉન્નતિની એ નિશાની છે શું ? હિંદને માથેથી શું આર્થિક ગુલામી ભૂંસાઇ ગઈ ?

આ પ્રશ્નોનો જવાબ તો સાફ નકારમાં જ છે. ઉલટું, **આટલી મોટી થાપણ વધતી ગઇ અને એ થાપણને સ્ટર્લિંગમાં એટલે કે, બ્રિટિશ ચલણમાં રાખવામાં આવી છે એ હકીકત જ આપણા દેશની ગુલામી પૂરવાર કરે છે. બ્રિટન અને હિંદ વચ્ચે જે કંઈ લેવડદેવડ થઇ છે એ મરજિયાત નહિ પણ ફરજિયાત થઈ છે તથા નાણાં અને રાજકીય તાકાતના બેવડા જોરે થઇ છે એ વાતની આમાંથી સાબિતી મળી રહે છે. હિંદને એક સંસ્થાન રાખી તેનું શોષણ કરવાની શાહીવાદી નીતિનું આ તો સીધે સીધું પરિણામ છે.**

## યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે—

૧૯૩૯ માં યુદ્ધ ફાટી નીકળ્યું એ વખતે કોંગ્રેસ લોકોમાં ખૂબ જ મજબૂત હતી. સાત પ્રાંતોમાં તો એ રાજકારોબાર ચલાવતી હતી. લોકો પરનો તેનો કાબુ નિર્વિવાદ હતો. લોકો અને તેના પક્ષોની સંમતિ વિના શાહી-વાદીઓ હિંદને યુદ્ધમાં શામેલ કરી શકશે; પરંતુ રાજકીય સમાધાન પર આવ્યા વિના તેઓ હિંદ પર યુદ્ધનો જબરો બોજ લાદી શકશે નહિ તેની તેમને ખાત્રી હતી. આવા યુદ્ધબોજનો કોંગ્રેસ અને લોકો વિરોધ કરશે એ વાત પણ શાહીવાદીઓ સારી પેઠે જાણતા હતા.

સાથો સાથ, રાજકીય સમાધાન પર આવવાની અને લોકોના હાથમાં સત્તા સોંપવાની તેની જરાયે ઇચ્છા નહોતી.

આમાંથી શાહીવાદીઓએ પોતાને છાજે તેવો રસ્તો શોધી કાઢ્યો. યુદ્ધ ફાટી નીકળ્યા પછી એ જ મહિનામાં, ૧૯૩૯ ના નવેમ્બરમાં તેઓએ

**બ્રિટન અને હિંદ વચ્ચેના આર્થિક કરારો** જાહેર કર્યા. શાહી રક્ષણ માટેનો આર્થિક બોજ હિંદ પર ન લદાવો જોઇએ એવી લોકમાગણી આ કરારથી સંતોષાય છે એવું બતાવવાનો આ દાવ હતો.

**હકીકતની દૃષ્ટિએ જોતાં, શાહી જરૂરિયાતો માટે હિંદની અમર્યાદ માનવશકિત ખરીદવાનો આ કરાર હતો.**

હિંદમાં ઉભું કરવામાં આવતું તમામ ખુશ્કી લશ્કર જ્યાંસુધી હિંદમાં રહે ત્યાંસુધી તેને ઉભું કરવાનો, તાલિમ આપવાનો અને શસ્ત્રસજ્જ કરવાનો સઘળો ખર્ચ હિંદ આપે અને હિંદના સ્થાનિક રક્ષણ માટે તેનો ઉપયોગ કરવામાં આવે.

ટૂંકમાં આનો અર્થ એ થયો કે, અમને માણસો આપો; શાહી રક્ષણ માટે તેમનો ઉપયોગ કરવામાં આવશે ત્યારે અમે તેમની કિંમત ચૂકવીશું.

ખુશ્કી લશ્કરને વિસ્તારવા માટે જરૂરી સાધન સામગ્રી જે કોઇ પણ સ્થળેથી આયાત કરવામાં આવશે તેનું ખર્ચ બ્રિટિશ સરકાર તરફથી મફત મળશે. બ્રિટન સિવાય અન્ય કોઈ સ્થળેથી બખ્તરિયાં કે બીજાં વાહનોની આયાતનું ખર્ચ આમાં અપવાદ રૂપ ગણાશે.

રાજકીય સમાધાનને દૂર હડસેલી દઈ, રાજકીય પક્ષોને શાંત કરવા માટે, સરકારે હિંદના લશ્કર માટે મફત સાધનસામગ્રી પૂરી પાડવાની દરખાસ્ત આગળ કરી આ રીતે કિંમત ચૂકવી હતી!

શાહીવાદીઓએ માન્યું હતું કે, સામ્રાજ્યને રક્ષવાનો અને હિંદને સંસ્થાન તરીકે રાખવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે.

**ભારે કરવેરા લાદીને અસંતોષ પેદા કરવાથી દૂર રહેવું, મફત સરંજામ આપીને માનવ શક્તિ મેળવવી, સામ્રાજ્ય માટે હિંદનાં સાધનો ન વાપરવાની ખાત્રી આપીને રાજકીય સત્તા ટકાવી રાખવી—હિંદના રાજકર્તાઓનો આ વ્યૂહ હતો. હિંદ તરફની બ્રિટિશ ઉદારતાના નમુના રૂપ ગણાવવામાં આવતા હિંદ અને બ્રિટન વચ્ચેના આર્થિક કરારનું આ રહસ્ય હતું.** બ્રિટિશ રાજપુરૂષોની લશ્કરી અને રાજકીય ગણત્રીઓની ભૂમિકા પર આ કરારની માંગણી હતી. એ વખતે, બ્રિટનમાં હજી ચેમ્બરલેનની સરકાર હતી. યુદ્ધને સોવિયેત ભણી "વાળવામાં" આવે અને પછી મજા માણવાનો આનંદ લૂંટવામાં આવે એ આશા હજી છોડી દેવામાં આવી નહોતી. અદાર

મહિનામાં યુદ્ધની જ્વાળા દૂર પૂર્વ પર પથરાઈ જશે એ કોઈ આગળથી જોઈ શક્યું નહોતું. યુરોપના યુદ્ધ માટે તો હિંદમાંથી અમર્યાદ માનવગોળાઓ અને મધ્ય તથા દૂર પૂર્વ માટે થોડીક ટુકડીઓ જોઈશે એવું માનવામાં આવતું હતું.

પરંતુ, આ તમામ ગણત્રીઓ ઊંધી વળી. યુદ્ધ વિશ્વવ્યાપી બન્યું. હિંદના સીમાડે યુદ્ધની જ્વાળા અડકી ગઈ. માનવ, નાણાં અને સામગ્રીને લગતી અગાઉની તમામ ગણત્રીઓ નકામી સાબિત થઇ. દશ ગણાં નાણાં, સામગ્રી અને માનવશક્તિ હોમવાનો વારો આવ્યો.

હિંદની માનવશક્તિ અને બ્રિટિશ તિજોરીમાંથી થોડાક લાખ પૌંડ વડે સામ્રાજ્યનો બચાવ કરવાનો રસ્તો ધૂળમાં મળી ગયો. સાંસ્થાનિક પ્રજાઓને ગુલામ રાખવાની કિંમત હવે વધુ ને વધુ ભારે જણાવા લાગી.

## સ્ટર્લિંગ થાપણનું મૂળ

હિંદ જપાન સામેના યુદ્ધનું મુખ્ય મથક બની ગયું. હિંદની સીમાઓના રક્ષણ અર્થે બ્રિટિશ અને અમેરિકન લશ્કર તથા સરંજામ હિંદમાં વહેવડાવવાની વેળા આવી. આને કારણે, સ્ટર્લિંગ થાપણ ઝડપભેર વધવા લાગી.

હિંદે આ લશ્કરોનું પોષણ કરવાનું હતું; તેમને કપડાં પૂરાં પાડવાનાં હતાં; તેમને માટે બરાકો ઉભી કરવાની હતી; રેલ્વે વ્યવહાર તૈયાર રાખવાનો હતો. (તાજેતરમાં જાહેર કરવામાં આવ્યું હતું કે લશ્કર માટે આજ સુધીમાં ૧૦૦૦૦ ખાસ ટ્રેનો દોડાવવામાં આવી હતી.) કારખાનાંમાંથી હથિયારો, તંબુઓ, મચ્છરદાનીઓ, લોઢું, પોલાદ, લાકડું, સિમેન્ટ, ઇંટો જેવો સરંજામ તેમને પૂરો પાડવાનો હતો. રેલ્વે અને અન્ય વાહનવ્યવહાર માટે, ઉત્પાદન અને બાંધકામ માટે અસંખ્ય કારીગરો તેમને માટે ખડે પગે રાખવાના હતા!

આનો અર્થ એ થયો કે, સરંજામ તથા કામગીરી પાછળ કરોડો રૂપિયા ખર્ચવાના હતા. હિંદે માલ પૂરો પાડવાનો હતો ને સેવાઓ આપવાની હતી; અને, આર્થિક કરારની રૂએ બ્રિટને ખર્ચ ભરપાઈ કરવાનું હતું.

બ્રિટિશ સરકાર વતી હિંદે કરવા પડેલા ખર્ચનું કોષ્ટક નીચે આપવામાં આવેલું છે. કેટલા મોટા પ્રમાણમાં માલ આપવામાં આવ્યો છે તેનો અંદાજ એ પરથી આવી શકે છે:

| **વરસ** | **બ્રિટિશ સરકાર પાસેથી ભરપાઇ થનાર યુદ્ધ-ખર્ચ (કરોડ રૂપિયામાં)** |
|---|---|
| ૧૯૪૧–૪૨ | ૧૯૪.૦ |
| ૧૯૪૨–૪૩ | ૩૨૫.૫ |
| ૧૯૪૩–૪૪ | ૩૯૨.૭ |
| ૧૯૪૪–૪૫ ( અંદાજ પ્રમાણે ) | ૪૪૩.૦ |
| ૧૯૪૫–૪૬ ( અંદાજ પ્રમાણે ) | ૪૪૦.૦ |

આ કૂલ રકમ લગભગ ૧૮૦૦ કરોડ રૂપિયા થાય છે. ૧૯૩૯ થી થતા આપણા સંરક્ષણ ખર્ચના આ ૧૨૦ ટકા છે.

## હિંદ નાણાં ચૂકવે છે !

બ્રિટિશ લશ્કર અને તેને માટે જરૂરી સામગ્રીનો આ ભારે ખર્ચ કોણે ચૂકવ્યો ?

દૂર પૂર્વમાંની પોતાની શાહીવાદી નીતિએ પેદા કરેલ આ ખર્ચ ચૂકવવાની જવાબદારી બ્રિટનની હતી.

જ્યારે હકીકતમાં, આ સરંજામ અને સામગ્રીની કિંમત હિંદે ચૂકવી હતી. બ્રિટનની સેવામાં રજુ કરેલી સામગ્રી અને સેવાના બદલામાં હિંદને એક પાઈ પણ મળી નહોતી. બ્રિટને આર્થિક કરારની શરતો પાળી નહિ એટલું જ નહિ પણ, બ્રિટિશ લશ્કરને માટે થયેલું ખર્ચ પણ હિંદ પર લાદ્યું.

**આમ તો, યુદ્ધ અંગેનો બ્રિટનનો બોજો, કેટલેક અંશે હિંદના લોકો પર લાદવાની રૂઢી તો બ્રિટિશ રાજ જેટલી જ પૂરાણી છે.** ભૂતકાળમાં યે, અન્ય રાજ્યો પરની બ્રિટિશ સવારીના ખર્ચા હિંદ પર ઓઢાડવામાં આવ્યા હતા. બળવો દબાવી દેવા માટે કરવું પડેલું કરજ પણ હિંદ પર ઓઢાડવામાં આવ્યું હતું. પરંતુ, આ બધું સામાન્ય રીતે મહેસુલનો અમૂક ભાગ ઝૂંટવી લઇને યા તો ગયા મહાયુદ્ધના વખતની જેમ મફત બક્ષીસની માગણી કે જાહેર લોન ઉભી કરીને ઉઘાડે છોગ કરવામાં આવતું.

જ્યારે આ વખતે, સામાન્ય માણસ જોઈ ન શકે એવી રીતે પરદા પાછળ રમત ચાલી. બ્રિટનને એક પાઈનું પણ ખર્ચ ન થાય એ રીતે યુદ્ધના ખર્ચને પહોંચી વળવા રિઝર્વ બેન્કનો ઉપયોગ કરવામાં આવ્યો.

આ દેશમાં બ્રિટન જે કૈં ખર્ચ કરે તે ભરપાઈ કરવા રૂપિયાનું

**નાણું ઊભું કરવાની જવાબદારી, બ્રિટિશ સરકારના હુકમ અનુસાર હિંદી સરકારે માથે લીધી. સાફ જબાનમાં કહીએ તો આનો અર્થ એ થયો કે, બ્રિટિશ સરકાર જેટલા રૂપિયાની કિંમતની ખરીદી કરે તેનાં નાણાં રૂપિયાના ચલણમાં ચૂકતે કરવાનું હિંદી સરકારે માથે લીધું. આમ હિંદનો માલ હિંદના રૂપિયાથી ખરીદી બ્રિટનને આપવાનો હતો !**

આ માટે બ્રિટનને કૈં જ આપવાનું નહોતું ?

દેખાવ તો એવો કરવામાં આવ્યો હતો કે, બ્રિટનને હિંદનો જે કૈં માલ કે સેવા મળે તેની કિંમત બ્રિટન ચૂકવે. **પરંતુ, એમાં ભારે છટકબારી હતી.** બ્રિટને પોતાને જે કૈં ખર્ચ કરવો પડે તે પોતાના ચલણમાં—એટલે કે સ્ટર્લિંગમાં ચૂકવવાનું માથે લીધું હતું. આ સ્ટર્લિંગ લંડનમાં એકઠી થતી હતી અને હિંદી સરકાર યા તો રિઝર્વ બૅન્કને ખાતે જમા થતી હતી. બ્રિટિશ સરકારને હિંદમાંથી જે કૈં માલ મળે તેની કિંમત ચૂકતે કરવા, આ સ્ટર્લિંગ થાપણ સામે હિંદી સરકારે તો રૂપિયાનું ચલણ વાપરવાનું હતું.

**આમ, આ યોજનામાં છટકબારી એ હતી કે, હિંદને નામે લંડનમાં જમા થતી સ્ટર્લિંગ થાપણ લાખોએ પહોંચવા છતાં અને એ હિંદ કે હિંદી સરકારની હોવા છતાં હિંદી સરકાર કે કોઇ પણ તેનો ઉપયોગ કરી શકે તેમ નહોતું.** બ્રિટન અને હિંદ વચ્ચેની લેવડદેવડ યા તો વેપાર માટે તેનો ઉપયોગ થઈ શકે તેમ નહોતો. કેમકે, બદલામાં માલ મોકલવા સામે એક તો એવું કારણ આગળ કરવામાં આવતું હતું કે, બ્રિટનથી હિંદમાં માલ લાવવા માટે જરૂરી વહાણોનો અભાવ હતો; બીજું, ઇંગ્લાંડની તમામ સાધન સામગ્રી ઇંગ્લાંડ માટે જરૂરી હતી; અને, બ્રિટિશ સરકાર હિંદને જરૂરી સામગ્રી બીજેથી ખરીદવાની પરવાનગી આપે તેમ નહોતી. હિંદને યંત્ર સામગ્રીની જરૂર હતી: તેને જુના તથા નવા ઉદ્યોગો માટે મશીનો જોઇતાં હતાં; અને તેને ખરીદવા માટે નાણાં સ્ટર્લિંગ થાપણ રૂપે બ્રિટનમાં જમા થયેલ હોવાં છતાંયે હિંદ આ વસ્તુઓ ખરીદી શકે તેમ નહોતું. **ટૂંકમાં, એ નિર્જીવ નાણું હતું—માલની ખરીદી માટે તેનો ઉપયોગ નહોતો; પૈસા આપવાનું એ માત્ર વચન હતું !**

પરંતુ, બ્રિટિશ શાહીવાદીઓને આટલેથી સંતોષ ન થયો. તેઓએ તો હિંદની ડૉલર અનામત યે હજમ કરી. આ ડૉલર અનામત લગભગ ૪૫ કરોડ રૂપિયાની હતી. હિંદ અમેરિકાથી જે કૈં યંત્ર સામગ્રી અને અન્ય માલ

આયાત કરતું હતું તે આ રીતે અટક્યું.

આનું ચોકખું પરિણામ એ આવ્યું કે, હિંદમાંથી ખરીદેલા માલની કિંમત બ્રિટને સ્ટલિંગમાં ચૂકવી હતી તે માત્ર દેખાવ જ હતો. એટલી કિંમતનો માલ ખરીદવા એ બ્રિટિશ ચલણને વટાવી શકાય તેમ નહોતું. આમ, પરિણામે તો, હિંદમાંથી બ્રિટને ૧૪૦૦ કરોડ રૂપિયાનો માલ એક પાઈ પણ ચૂકવ્યા વિના મેળવ્યો. બદલામાં હિંદને જે કૈં મળ્યું તે પોતાની જ સરકારની કાગળિયાંની નોટો.

આમ, એક બાજુ સ્ટર્લિંગ થાપણ જમા થતી ગઈ અને બીજી બાજુ, કોઇ પણ જાતના બદલા વિના હિંદ માલ આપતું ગયું. **એટલે, આ સ્ટલિંગ થાપણ હિંદની આબાદીનું નહિ પણ હિંદમાંથી બ્રિટનને ફરજિયાત ઉઘરાવેલી ખંડણીનું જ પ્રતીક છે.** શાહીવાદી યુધ્ધ ખર્ચને નામે હિંદમાં ચલાવવામાં આવેલી લૂંટનું જ એ ચિહ્ન છે.

## લૂંટનાં પરિણામો

**આ યોજનાપૂર્વકની લૂંટનાં પરિણામો ખતરનાક આવ્યા વિના રહે જ નહિ.** કોઇ પણ રાષ્ટ્રની અર્ધી વાર્ષિક આવક લૂંટી લેતાં, બદલામાં જરૂરી માલ આપ્યા વિના કોઇ પણ દેશનો માલ–સરંજામ પરદેશ ધસડી જતાં, સર્વવ્યાપી યાતના પેદા થયા વિના રહે નહિ. આ લૂંટનો બોજો લોકો પર જ પડે અને લોકોને જ એથી સહન કરવાનું રહે.

આ અસામાન્ય બોજ સામાન્ય હિંદીજનને કેવી રીતે સહેવો પડયો, સામાન્ય હિંદીજનને ક્યાં ખટકો લાગ્યો, તે આપણે જોઇએ.

**હિંદે બ્રિટનને માલ પૂરો પાડયો; તેના બદલામાં મળેલ સ્ટલિંગમાંથી હિદ બ્રિટનમાંથી યંત્રસામગ્રી ન ખરીદી શક્યું; પરિણામે, પોતાના ઉત્પાદન વડે બ્રિટન અને હિંદ બન્નેની જરૂરિયાત સંતોષી શકવામાં હિંદ નિષ્ફળ નીવડયું. ચીજ-વસ્તુઓની કારમી અછત પેદા થઇ ને ભાવો ઉંચા ગયા. એટલે, પોતાને આવશ્યક ચીજ–વસ્તુઓનાં ઉંચાં દામ ચૂકવીને જ સામાન્ય હિંદીજને આ અસામાન્ય બોજ વહ્યો.**

**વધુમાં, છાપેલી નોટોરૂપે રૂપિયાનું નાણું ઉભું કરવાની પ્રથાએ હિંદની ચીજ–વસ્તુઓના ભાવોને આકાશે ચઢાવ્યા.**

નોટોરૂપી રૂપિયાનું નાણું ઉભું કરવામાં તો માત્ર છાપખાનાનો જ આશરો લેવાનો હતો !—માત્ર કાગળિયાં જ છાપ્યે રાખવાનાં હતાં ! બ્રિટિશ સરકાર વતી રૂપિયાનું નાણું ઉભું કરવાની જે જવાબદારી હિંદી સરકારે લીધી હતી તે તો, વધુ ને વધુ નોટો છાપી હિંદી બજારોને તેનાથી ઉભરાવી દેવામાં સમાઈ જતી હતી.

આપણાં હિંદી બજારોમાં રૂપિયાની નોટો કેટલા મોટા પ્રમાણમાં ઉભરાવી દેવામાં આવી હતી તે નીચેના કોષ્ટક પરથી જોઈ શકાય છે.

| વર્ષ | | રૂપિયાની નોટોનો ફેલાવો (લાખમાં) |
|---|---|---|
| ઓગસ્ટ ૧૯૩૯ | | ૧૭૮,૮૯ |
| ,, ૧૯૩૯–૪૦ | શુક્રવારના આંકડાઓની | ૨૦૮,૮૬ |
| ,, ૧૯૪૦–૪૧ | સરેરાશ ! | ૨૪૧,૬૨ |
| ,, ૧૯૪૧–૪૨ | | ૩૦૮,૪૬ |
| ,, ૧૯૪૨ | | ૪૬૭,૯૧ |
| ,, ૧૯૪૩ | | ૭૪૯,૭૬ |
| ,, ૧૯૪૪ | | ૯૨૭,૮૬ |
| ડિસેમ્બર, ૧૯૪૪ | | ૯૮૯,૮૨ |
| ૧૬ માર્ચ,૧૯૪૫ | | ૧૦૭૯,૨૧ |

**૧૯૩૯ ના ઓગસ્ટથી નોટોનો ફેલાવો ૯૦૦ કરોડથી વધ્યો છે. આ ફેલાવો યુદ્ધ પહેલાંના ફેલાવાથી ૬ ગણો છે.**

૯૦૦ કરોડ રૂપિયાની કિંમતનાં મામુલી કાગળિયાં છાપીને હિંદી સરકારે, બ્રિટિશ સરકારના ખર્ચને પહોંચી વળવા રૂપિયાનું નાણું ઉભું કર્યું.

જપાને યુદ્ધ જાહેર કર્યું ત્યારથી નોટોનો આ ફેલાવો ઝડપભેર વધ્યો છે એ ઉપલા કોષ્ટક પરથી જોઈ શકાય છે. ૧૯૪૧ ના ડિસેમ્બરમાં જપાને યુદ્ધ જાહેર કર્યું. ૧૯૪૦ અને ૪૧ વચ્ચે, નોટોના ફેલાવામાં સરેરાશ માસિક વધારો ૨॥ કરોડનો થયો છે. ૧૯૪૧–૪૨ માં, જપાનના હલ્લા પછીના વર્ષમાં, સરેરાશ માસિક વધારો ૫ કરોડથી વધુ છે. ૧૯૪૨–૪૫ વચ્ચે, જપાની આક્રમણનો સામનો કરવા જંગી તૈયારીઓ કરવાની હતી અને એ માટે પારવાર ખર્ચ કરવાનું હતું તે સમયમાં, સરેરાશ માસિક વધારો ૨૦ કરોડ રૂપિયાનો—એટલેકે ૧૯૪૦–૪૧ કરતાં ૮ ગણો છે.

**આમ, ૧૪૦૦ કરોડ રૂપિયાની કિંમતનો માલ આ કાગળની નોટોની મદદથી બ્રિટનને આપવામાં આવ્યો.**

બ્રિટન માટે માલ પેદા કરનાર હિંદીઓને, ટ્રેનો દોડાવનાર–લોઢું અને પોલાદ ઉત્પન્ન કરનાર મજુરોને આ કાગળનાં નાણાં આપવામાં આવ્યાં. માલના બદલામાં આટલા મોટા જથ્થામાં કાગળનાં નાણાં આપવાં એ પ્રપંચી સોદો હતો. **કારણ, આ કાગળિયાંથી માલ યા તો સામગ્રીમાં રજ માત્ર ખરો વધારો થતો નહોતો.** ઉલ્ટાનું, આથી તો બ્રિટનને બેવડી સગવડ થતી હતી. એક તો માલ આપવાનો ઇન્કાર સહેલાઈથી ચાલુ રહેતો હતો; તથા પૈસા ભરપાઈ કરી દઈશું એવાં વચને વધુ ને વધુ માલ ખરીદવાનો માર્ગ મોકળો રહેતો હતો.

હિંદને માટે, વ્યવહારમાં આનો અર્થ એ હતો કે, કાપડ, અનાજ અને અન્ય જરૂરી ચીજવસ્તુઓ લશ્કર માટે જતાં નાગરિક જરૂરિયાત પર જબરો કાપ પડયો હતો. બીજું, આના બદલામાં લોકોને કાગળની નોટોનું જુઠું નાણું આપવામાં આવતું હતું; જે વાસ્તવિક રીતે જોતાં કાગળ સિવાય કશું જ નહોતું.

**આનું સાફ પરિણામ એ આવ્યું કે, ચલણની કિંમતમાં ઘટાડો થતો ગયો; એટલે કે, ચીજ-વસ્તુઓના ભાવોમાં તથા જીવનખર્ચમાં સતત રીતે વધારો થતો ગયો.**

દાખલા તરીકે યુદ્ધ પહેલાં, એક રૂપિયામાં અમૂક ચીજ–વસ્તુ આવતી હતી તેનો જ હવે દોઢ કે બે રૂપિયા આપવાનો વારો આવ્યો હતો !

**જથાબંધ ભાવોનું કોષ્ટક (હિંદી સરકારના આર્થિક સલાહકારે પ્રગટ કર્યા પ્રમાણે)**

| | | |
|---|---|---|
| ઓગસ્ટ ૧૯૩૯ | ... | ૧૦૦ |
| ૧૯૪૦–૪૧ | ... | ૧૧૫ |
| ૧૯૪૧–૪૨ | ... | ૧૩૭ |
| ૧૯૪૨–૪૩ | ... | ૧૮૪ |
| ૧૯૪૩–૪૪ | ... | ૨૪૨ |
| મે ૧૯૪૪ | ... | ૨૪૧ |

૧૯૪૨ સુધીમાં, ચીજ વસ્તુઓના ભાવો એટલી હદે ઉંચા ગયા હતા કે, રૂપિયાની પહેલાંની કિંમતમાં ૭૫ ટકાનો ઘટાડો થઇ ગયો. ને ૧૯૪૪ના મે સુધીમાં ૪૦ ટકાનો ઘટાડો થઈ ગયો. એટલે કે, એક રૂપિયામાં જેટલા પ્રમાણમાં કોઈ ચીજ પહેલાં ખરીદી શકાતી હતી તે ૧૯૪૨ સુધીમાં તેના પોણા

ભાગની અને ૧૯૪૪ના મે સુધીમાં અર્થાંથીય ઓછા (૪૦ ટકા) ભાગની ખરીદી શકાતી હતી.

**આર્થિક સલાહકારે રજુ કરેલા જથાબંધ ભાવોના આંકડા પણ રૂપિયાની કિંમતમાં થયેલો ઘટાડો સ્પષ્ટ કરે છે.**

| | | |
|---|---|---|
| ૧૯૩૯ના ઓગસ્ટનું છેલ્લું અઠવાડિયું | ... | ૧૦૦ |
| ૧૯૪૦ જાન્યુઆરી | ......... | ૧૧૨.૭ |
| ૧૯૪૧ ” | ......... | ૧૦૮.૨ |
| ૧૯૪૨ ” | ......... | ૧૨૭.૧ |
| ૧૯૪૩ ” | ......... | ૧૯૮.૮ |
| ૧૯૪૪ ” | ......... | ૨૩૩.૦ |
| ૧૯૪૫ ” | ......... | ૨૩૩.૬ |
| ૧૯૪૫ ફેબ્રુઆરી | ......... | ૨૩૭.૩૫ |

આ વર્ષના જાન્યુઆરી સુધીમાં, રૂપિયાની કિંમત પહેલાં કરતાં ૪૩ ટકા ઘટી ગઇ.

**હિંદના ઔદ્યોગિક કેન્દ્રોમાં વધતા જતા જીવનનિર્વાહના આંક પરથી યે આ હકીકત માલુમ પડે છે.**

**(૧૯૩૯ ઓગસ્ટ : ૧૦૦)**

| | | | | | |
|---|---|---|---|---|---|
| મુંબઈ : | ૧૯૪૪ જાન્યુ : | ૨૨૭ | :: :: | ૧૯૪૫ જાન્યુ : | ૨૧૮ |
| અમદાવાદ : | ૧૯૪૩ ડિસે : | ૩૧૮ | :: :: | ૧૯૪૪ : | ૨૮૯ |
| કાનપુર : | ૧૯૪૪ જાન્યુ : | ૩૦૪ | :: :: | ૧૯૪૫ જાન્યુ. : | ૩૦૧ |
| નાગપુર : | ૧૯૪૩ ડિસે : | ૨૮૪ | :: :: | ૧૯૪૪ ડિસે. : | ૨૫૪ |
| લાહોર : | ૧૯૪૩ ડિસે. | ૩૦૭ | :: :: | ૧૯૪૪ ડિસે. | ૨૭૧ |
| મદ્રાસ : | ૧૯૪૪ જાન્યુ. | ૧૬૭ | :: :: | ૧૯૪૫ જાન્યુ. | ૨૧૭ |

**મુંબઈના જીવનનિર્વાહનો ૧૯૩૪માં ૧૦૦નો આંક ગણીને રજુ કરવામાં આવેલું નીચેનું કોષ્ટક, દર વરસે જીવનનિર્વાહમાં કેવી રીતે વધારો થતો ગયો છે એ બતાવે છે.**

| | | | |
|---|---|---|---|
| ૧૯૩૪ — | | | ૧૦૦ |
| ૧૯૩૯ ઓગસ્ટ | ...... | ...... | ૧૦૫ |
| ૧૯૪૦ની સરેરાશ | ...... | ...... | ૧૧૨ |
| ૧૯૪૧ | ...... | ...... | ૧૨૨ |

| | | | |
|---|---|---|---|
| १९४२ | ...... | ...... | १५७ |
| १९४३ | ...... | ...... | २३१ |
| १९४४ ઓગસ્ટ | ...... | ...... | २५० |
| १९४४ ડિસેમ્બર | ...... | ...... | २३६ |

કાગળની ચલણી નોટોમાં જબરો વધારો થતાં રૂપિયાની કિંમતમાં ઘટાડો થયો છે; લોકોની સાચી આવકમાં યે ઘટાડો થયો છે. પરસેવો પાડીને કમાનાર હિંદી કામદાર, કારકુન કે કિસાનના એક રૂપિયાની કિંમત ૧૯૪૪ના ડિસેમ્બરમાં મુંબઈમાં માંડમાંડ ૭ આના હતી. એજ મહિનામાં, નાગપુરમાં તેની કિંમત ૬ આના અને ૧૯૪૫ના જાન્યુઆરીમાં કાનપુરમાં તેની કિંમત ૫ આનાથી થોડીક વધારે હતી. એટલે કે, ૧૯૪૪ના ડિસેમ્બરમાં, મુંબઈનો કામદાર ને નાગરિક ૧૯૩૯ની સરખામણીમાં એક રૂપિયામાં ૭ આનાની કિંમતનું અનાજ અને એક રૂપિયામાં ૫ આનાની કિંમતનું કાપડ ખરીદી શકતો હતો.

લોકોની આવકમાં આવો જબરો ઘટાડો કરીને, પરસેવો પાડીને રળેલા તેમના રૂપિયાની કિંમત ઘટાડીને, સરકારે બ્રિટિશ યુધ્ધ ખરીદી માટે જરૂરી નાણાંનો બોજ લોકો પર નાખ્યો. ઔદ્યોગિક કામદારો, સરકારી નોકરો અને કારકુનોને અપાતું નજીવું મોંઘવારી ભથ્થું. રૂપિયાની કિંમતમાં થયેલા આ ઘટાડાની આગળ કશી વિસાતમાં ન હતું.

આ વ્યવસ્થિત લૂંટમાં નીચલા મધ્યમ વર્ગના લોકો, કારકુનો, ઔદ્યોગિક કામદારો, નાના ખેડૂતો, ખેત-મજુરિયાઓ, શિક્ષકો અને કારીગરોને જ છેતરવામાં આવ્યા હતા. ૧૪૦૦ કરોડ રૂપિયાનું બિલ ચૂકતે કરવા માટે તેમની આવક પર કુહાડો મારી અર્ધી કરવામાં આવી હતી. જે લોકો આ ભાર સહી શકે તેવી સ્થિતિમાં નહોતા તેમની આવકમાં યે ૫૦ ટકાનો કાપ મૂકવામાં આવ્યો હતો.

**આવી નીતિનું પરિણામ ભૂખમરો, મોત અને યાતનાઓમાં જ આવે એ સ્પષ્ટ હતું.** વધ્યે જતા ભાવોએ, સંઘરાખોરી અને સટ્ટાબાજીને ધીખતો ધંધો બનાવ્યો. ભાવો નીચા જવાની કોઈ આશા નહોતી એટલે નફેબાજો કોઈ પણ જાતના જોખમ વિના સટ્ટાબાજી કરી શકે તેમ હતા. કાગળની નોટોમાં વધારો કરીને, સંઘરાખોરી અને નફેબાજી કરીને અનાજના

ભાવો ઉંચે ને ઉંચે લઈ જવામાં આવતા હતા. બંગાળમાં ચોખાની અછત જોઇને ચોખાના ભાવોમાં તેની યુદ્ધ પહેલાંની કિંમત કરતાં દસ ગણો વધારો કરવામાં આવ્યો. ઠેર ઠેર કાળાં બજાર પેદા થયાં. અનાજ, કાપડ અને જીવનની જરૂરિયાતની અન્ય ચીજ–વસ્તુઓનાં દર્શન સામાન્ય માનવી માટે દુર્લભ બન્યાં.

બંગાળનો દુકાળ ફાટી નીકળ્યો અને મુઠ્ઠી ધાન વિના ૩૫ લાખ માણસો મરી પરવાર્યાં ત્યારેજ આ આખીયે પરિસ્થિતિ તેની ટોચે પહોંચી. ગામડાંનાં બજારિયાઓ કનેથી અનાજ ખરીદવા માટે આ લોકો પાસે કશું નહોતું. તેઓ અનાજના કોળિયા માટે તરફડી મર્યા. જે લાખો લોકો મોતના પંજામાંથી તત્કાલ પૂરતા બચ્યા તેઓની શકિત હણાઈ ગઈ હતી; રોગચાળાનો સામનો કરવાની તેમનામાં તાકાત નહોતી. આ લોકો પણ હજારોની સંખ્યામાં મોતને શરણ થયા. બંગાળ, બિહાર અને કેરાળામાં આ મહામારીએ માઝા મૂકી અને તેમના જીવનદીપક બૂઝાઇ ગયા ! હવે તેમની હણાઇ જતી શકિતને તાત્કાલિક રોકવામાં નહિ આવે તો હિંદ ભરમાં આ મોતની વણઝાર ઉતરી પડશે.

**બંગાળમાં ૩૫ લાખનાં મરણ, દેશભરમાં પથરાતા યાતનાના ઓળા અને હિંદી ઇતિહાસમાં અજોડ એવો ભૂખમરો હિંદને નામે લંડનમાં જમા થતી આ સ્ટર્લિંગ થાપણ પાછળની દુઃખદ કથા છે. હિંદનું નિર્દય શોષણ અને તાજેતરની સર્વવ્યાપી યાતનાનું આ માપ છે. તેની પાછળ લાખો જાનની બરબાદી, લાખો ઘરોનો વલોપાત, લાખો ભુખ્યાંઓનો ટળવળાટ છે. પોતાની ગુલામી માટે હિંદે ચૂકવેલી આ કિંમત છે.**

હિંદ પર લાદવામાં આવેલ ભારણનું સાચું માપ આ ૧૪૦૦ કરોડ રૂપિયાના આંકડા પરથી યે આવી શકે તેમ નથી. ચારથી પાંચ વરસના ટૂંકા ગાળામાં બ્રિટને આથી યે વધુ આપણી પાસેથી ઝુંટવી લીધું છે. આજ અરસામાં હિંદને પોતાનું ૩૦ કરોડ સ્ટર્લિંગનું પાછલું દેવું ભરપાઈ કરવાની ફરજ પાડવામાં આવી હતી. એટલે કે, આ દેવાના બદલામાં બ્રિટને હિંદ પાસેથી એટલી કિંમતનો માલ મેળવ્યો હતો. આમ કુલ ૧૭૦૦ કરોડ રૂપિયાની કિંમતનો માલ બ્રિટને હિંદ પાસેથી એક પાઈ પણ આપ્યા વિના મેળવ્યો હતો ! લોહીતરસ્યા શરાફની માફક બ્રિટિશ શાહીવાદે, હિંદમાં જ્યારે લાખો માણસો મરતાં હતાં ત્યારે પોતાનું જૂનું લેણું વસૂલ કર્યું હતું ! ન્યાયાલયનો કોઈ પણ ન્યાયમૂર્તિ, આવી પરિસ્થિતિમાં પોતાના દેવાદાર કનેથી દેવું વસૂલ કરવા તેની મિલ્કત પડાવી

લેવાની લેણદારને રજા આપે નહિ. પરંતુ, બ્રિટને પોતાનું પાઇએ પાઇનું શરમજનક લેણું પોતાની રાજકીય સત્તાના જોરે વસૂલ કર્યું; કારણ, કોઈ પણ જાતનું તાત્કાલિક વળતર આપ્યા વિના હિંદનો માલ મેળવવાનો આ એક રસ્તો હતો.

ઉપરાંત, આ જૂનું દેવું વસૂલ કરવાના બ્રિટનના હક્કનો કોઈ પણ નિષ્પક્ષ ન્યાયપંચ તો સ્વીકાર પણ નહિ કરે. આ દેવાનો કેટલોક ભાગ તો બ્રિટનની પરમુલ્કો પરની સ્વારીઓને કારણે પેદા થયો હતો; હિંદને તે ભરપાઈ કરવાનું કહેવું એ છેક જ ગેરવ્યાજબી હતું. હિંદમાં રેલ્વેના બાંધકામ પાછળ થયેલું દેવું ચૂકતે ભરપાઈ કરવાની માગણી કરવી એ પણ અયોગ્ય હતું. કારણ બેફામ ઉડાઉપણાને લીધે આમાં બીનજરૂરી દેવાનો ઉમેરો થયો હતો. ૧૮૭૩માં સિલેક્ટ કમિટી આગળ પોતાનો પૂરાવો રજુ કરતાં **લોર્ડ લોરેન્સે** જણાવ્યું હતું કે—

> "પહેલાં તો, મારે કહેવું જોઇએ કે, આ રેલ્વેઓના સંબંધમાં થયેલું ૧૦ કરોડનું ખર્ચ ખૂબજ કરકસરથી કરવામાં આવ્યું હોય એ હું માનતો નથી. ઉલટાનું તેની પાછળ ખૂબ જ ઉડાઉપણે ખર્ચ કરવામાં આવ્યું હોય તેમ હું માનું છું. એથી, ફરી એજ કાર્ય હાથમાં લેવામાં આવે તો તે થયેલા ખર્ચના ૨/૩ ભાગમાં પતી જાય. હું માનું છું કે હિંદમાં એક એક વર્ગમાં એ વાત ગવાતી બની છે કે, રેલ્વેના બાંધકામ પાછળ ઉડાઉ ખર્ચ કરવામાં આવ્યું હતું, તેની પાછળ જે ખર્ચ થવું જોઇએ તે કરતાં ઘણું વધારે ખર્ચ કરવામાં આવ્યું હતું. આ તમામ વાતો મેં ચર્ચાતી સાંભળી છે. ઉંચા અને નીચા દરજ્જાના હિંદીઓને આવી વાતો કરતાં મેં સાંભળ્યા છે, સરકારી હોદ્દો ધરાવતા અને ન ધરાવતા અંગ્રેજોને આ વાત કરતાં મેં જોયા છે. વધુમાં, તેમના એન્જિનિયરોને પણ આવું જ કહેતાં મેં સાંભળ્યા છે."

આ છતાં, આ દેવાની એકે એક પાઈ વસુલ કરવામાં આવી હતી; અને, હિંદ એ દેવું ચૂકતે કરવાની પરિસ્થિતિમાં નહોતું ત્યારે તેની કનેથી તેના બદલામાં માલ ઝૂંટવામાં આવ્યો હતો!

> આ રીતે હિંદને દેવાદાર દેશમાંથી "લેણદાર" દેશ બનાવવામાં આવ્યો હતો. હિંદને બ્રિટનના "દેવાદાર" ગુલામમાંથી "લેણદાર" ગુલામ બનાવવામાં આવ્યું હતું. પરંતુ, આ લેણદારને માથે હવે, પોતાની જરૂરિયાતો હોમીને બીજાને ધીરવાની ફરજ ઠોકવામાં આવી

છે. અને, આ લેણદારને એ ધીરાણ પાછી મળવાની કોઇ જ આશા નથી !

## બ્રિટિશ પૂંજીપતિઓની કૂડી દાનત

આમ, જૂના દેવાની એકે એક પાઇ વસૂલ કરી કરોડોની કિંમતનો માલ હિંદમાંથી પડાવ્યા પછી, બ્રિટિશ પૂંજીપતિઓ હવે પોતાનું આ દેવું માંડી વાળવાની યા તો તેમાં જબ્બર કાપ મૂકવાની હિંદ સામે છડેચોક માગણી કરી રહ્યા છે !

૧૯૪૪ ની ૩ જી જુને *"ફિનાનશિયલ ન્યુસે"* લખ્યું હતું કે :

"આ યુધ્ધને અંતે, દુનિયાના કોઇ પણ ભાગમાં જેનો ઉપયોગ થઇ શકે અને જેને સોનામાં ફેરવી શકાય તેવું હિંદ પાસે અનામત ચલણ હશે એમ જો હિંદીઓ ધારતા હોય તો, તેમણે એ વાત યાદ રાખવી જોઇએ કે, હિંદની જમા થયેલ સ્ટર્લિંગ પુરાંતની રકમ તો હિંદને જપાની સંસ્થાન બનતું અટકાવવા તેના રક્ષણ પાછળ જ ખર્ચાઇ હતી. તેનો મોટો ભાગ ઉદ્યોગો ઉભા કરવા પાછળ વપરાયો હતો; જે ઉદ્યોગો આજે હિંદની રાષ્ટ્રીય પુંજી બન્યા છે.

આ યુધ્ધને પરિણામે, બ્રિટિશ સામ્રાજ્ય હેઠળનો એક દેશ બીજાને ભોગે પૈસાદાર બને એનાં સ્મરણો કડવાં બનશે. યુધ્ધમાં હિંદનો હિસ્સો તેના આર્થિક હિસ્સા સાથે સપ્રમાણ હોત તો હિંદની જમા થયેલી સ્ટર્લિંગ થાપણ આજ છે તેનાથી ક્યાં યે ઓછી હોત. હિંદે મોટા જથામાં માલ પુરો પાડયો છે. પરંતુ, સમાન ધ્યેય અર્થે પોતાના આ હિસ્સાને પહોંચી વળવા જરૂરી સાધનો ખુદ પોતાને ત્યાં પેદા કરવામાં તે નિષ્ફળ નીવડયું છે. આનું કારણ તેના નાણાંકીય વિકાસનું પછાતપણું છે....માની લઇએ કે આ પુરાંત રોકડમાં ચૂકવવામાં આવે. આનો અર્થ એટલો જ થાય કે, હિંદે આ યુધ્ધ દરમિયાન આપવો જોઇતો હિસ્સો તો ન જ આપ્યો; એટલું જ નહિ પણ, આ યુધ્ધ દરમિયાન તેણે માલની ખરીદી માટે જે નાણાંખર્ચ કર્યું તેનો હવે તેને અયોગ્ય રીતે મોટો બદલો આપવામાં આવે છે ! આ તો કોઇ પણ સામાન્ય બુધ્ધિ અને ન્યાયની વિરૂધ્ધ જ છે.

આ અગાઉ પણ, "*ફિનાનશિયલ ન્યુસ*" આ સ્ટર્લિંગ થાપણમાં, જબરો કાપ મૂકવાની છડેચોક હિમાયત કરતાં લખે છે:

"હિંદ અને બ્રિટનમાં માલના ભાવોની કિંમત સરખાવીએ તો, એક રૂપિયાનો હુંડિયામણનો ભાવ ૧ શિ. ૬ પે. ને બદલે ૬ પે. હોવો જોઇએ એમ લાગશે. આ ભાવ કૃત્રિમ રીતે ઉંચો ટકાવી રાખીને, હિંદના ખરેખરા હક્ક કરતાં ત્રણ ગણી સ્ટર્લિંગ પુરાંત તેના ખાતે જમા થઈ છે....કૃત્રિમ હુંડિયામણના દરોને કારણે થયેલો ગેરવ્યાજબી વધારો પૂરેપૂરો દૂર કરી શકાય એ માટે તેમના દાવામાં ઘટાડો કરવાની કબૂલાત મેળવવા હોલ્ડરોને લલચાવવા જોઇએ."

હિંદ અને બ્રિટન વચ્ચેના આર્થિક કરારો ખામીવાળા હતા એવી દલીલ હેઠળ સ્ટર્લિંગ થાપણમાં ઘટાડો કરવાની માગણી "*ઈકોનોમિસ્ટ*" ૧૯૪૪ના જુનમાં ઉઠાવી હતી. તેણે લખ્યું હતું કે—

'હિંદ અને બ્રિટન વચ્ચેના આર્થિક કરારોના અકસ્માતથી (?) યુધ્ધ દરમિયાન હિંદે બ્રિટન પાસે થાપણ જમા કરી છે; અને આગલી સદીના પોણા સૈકાની મૂડી કરતાં લગભગ બમણું અને ઝડપભેર વધ્યે જતું સ્ટર્લિંગ દેવું બ્રિટન પર થયું છે. જો આર્થિક કરારનું પરિણામ આવું મનસ્વી (?) અને સાવ તરંગી(?)આવે તો જરૂર એમાં ખામી હોવી જોઇએ. હિંદ જ્યારે યુધ્ધના વર્તુળથી દૂર હતું ત્યારે ૧૯૩૯ના નવેમ્બરમાં થયેલો આર્થિક કરાર બરાબર હતો. પણ, યુધ્ધમાં જપાન પડયું ત્યારે કરારની ભૂમિકા વેરણછેરણ થઈ ગઈ...આ (ઉપકારોનો) જવાબદારીનો ઇન્કાર કરવાનો કોઈ કાળે સવાલ જ ઉભો થતો નથી. પરંતુ, ભાવિ લેવડદેવડના સંબંધમાં આ કરારની પવિત્રતા રહેતી નથી— એમાંય, જ્યારે ઇટલી તથા પાછળથી જપાન યુધ્ધમાં ઉતર્યું ત્યારે કોઇક સમજુતી પર આવવાને પૂરતો અવકાશ હતો."

આ રીતે દેવા પર પુનર્વિચારણા કરવાનો પોતાનો કેસ રજુ કર્યા પછી, પોતાના દાવા પર ધ્યાન આપવામાં ન આવે તો તેને ઉડાવી મૂકવાની "*ઈકોનોમિસ્ટ*" ધમકી આપે છે. તે લખે છે:

આ આર્થિક કરારો પર પુનર્વાટાઘાટો થાય તો એથી ખુદ હિંદને જ લાભ થવાનો છે. બ્રિટન પર ઝડપભેર વધતા જતા તેના દાવા (મોટી ને મોટી રકમનો દાવો) સંબંધે તેને પોતાને લાભ થાય તેવો

કરાર કરવાની હિંદને તક મળે છે. બાકી તો એ દાવો જેમ જેમ વધતો જશે તેમ તેમ, પરસ્પર સમજીને તેનું નિરાકરણ કરવાની શકયતા ઓછી થતી જશે. વાસ્તવમાં આજે જ એવી શકયતા ઓછી જ છે, તો ભવિષ્યમાં વધુ ને વધુ મોટી રકમનો દાવો થતાં તો પૂછવું જ શું ?"

ટૂંકમાં આ સ્ટર્લિંગ થાપણમાં તમે કાપ મૂકવા સંમત નહિ થાવ તો સારૂંયે દેવું ડૂલ થશે એવી આ ધમકી છે.

તમે કદાચ હિંદી ખેડૂતોને નામે દલીલ આગળ કરો તો એનો ય નફફટ જવાબ "*ઈકોનોમિસ્ટ*" પાસે તૈયાર છે:

"રક્ષણના ખર્ચનો સઘળો બોજો અત્યારે હિંદી પ્રજા સતતરીતે વહી રહી છે એ જો ખ્યાલમાં આવે તો ગરીબ હિંદી ખેડૂત પર બોજો વધારવાની અશકયતા વિષેની દલીલ લગભગ નકામી બની જાય છે. કેમકે હકીકતમાં તો આજેય હિંદી પ્રજા ત્યાગ તો કરી જ રહી છે. હવે સવાલ માત્ર એટલો જ રહે છે કે, એનો આર્થિક બોજો બ્રિટિશ પ્રજા સહન કરે કે હિંદી પ્રજાજન...?"

ટૂંકમાં એનો અર્થ એ થયો કે, માલ આપવાની તમને ફરજ પાડવામાં આવી એમ ને? ભલે. પણ, એ રીતે ય તમે આત્મભોગ તો આપ્યો જ છે; તો હવે ભાવિમાં તેનો બદલો વાળવાની માગણી તમે શા માટે ઉઠાવો છો? ૩૫ લાખ માણસો તો મરી ચૂકયાં છે. ખેડૂત પણ આત્મભોગ આપી ચૂકયો છે અને ન સહેવાનું સહી ચૂકયો છે. તો પછી હવે શા માટે તમે અમારી પાસે દેવું ચૂકવવાની માગણી કરો છો!

"*ઈકોનોમિસ્ટ*" આગળ ચાલતાં જણાવે છે:

"હિંદના રક્ષણ ખર્ચના બોજાની સદંતર પુનર્વહેંચણી કરવાનું કોઈ સૂચન કરતું નથી; પરંતુ, ૧૯૩૯ ને બદલે ૧૯૪૪ની પરિસ્થિતિને ધ્યાનમાં રાખી આર્થિક કરારમાં ફેરફારો કરવામાં આવે તો બ્રિટનને જ નહિ પણ હિંદનેય ફાયદો થશે."

ભૂખે મરતા હિંદ પાસેથી પોતાના દેવાની એક એક પાઈ વસૂલ કર્યા પછી અને તેની અર્ધી વાર્ષિક આવક હજમ કરી લીધા પછી શાહીવાદી પૂંજીદારો હવે ન્યાયની વાતો ઉચ્ચારે છે! હવે જ્યારે હિંદનું

દેવું ભરપાઈ કરીને, તેમણે હિંદને પહોંચાડેલા નુકસાનનો બદલો વાળવાની વેળા આવી છે ત્યારે તેઓ એ દેવામાં કાપ મૂકવાની, એ દેવાને છેક જ ઉડાવી મૂકવાની વાતો કરે છે. તેમના વડવાઓ વિષે **માર્કસે** જે જમાનામાં લખ્યું હતું ત્યારથી માંડીને તે આજ સુધીમાં તેમની નૈતિકતામાં રજ માત્ર ફરક પડયો નથી. આ રહ્યાં માર્કસના એ સોનેરી વચનો:

> "પોતાના દેશમાં સન્માનિત સ્વરૂપે અને સંસ્થાનોમાં છેક જ નગ્નાવસ્થામાં વિહરતી પૂંજીવાદી સંસ્કૃતિની મૂળગત બર્બરતા અને ભયંકર દોંગાઇ આપણી આંખ સામે જ જોવા મળે છે. સામાન્ય ઘૂસખોરી તેમની લાલસા સાથે કદમ ન મિલાવી શકી ત્યારે તેઓએ, મહાન લૂંટારા લોર્ડ કલાઇવના જ શબ્દો વાપરીએ તો, 'અત્યાચારી લૂંટણખોરી' હિંદમાં નથી અજમાવી શું? રાષ્ટ્રીય દેવાંની પવિત્રતાનો ભંગ ન કરવાની યુરોપમાં ડંફાસ હાંકનારાઓ, કંપનીના ફંડોમાં પોતાની ખાનગી બચત ભરનારા ખુદ રાજાઓનાં ડિવિડન્ડો તેઓએ હજમ નથી કર્યાં શું? પૂંજી, વ્યવસ્થા, કુટુંબ અને ધર્મની વાતો કરનારા આ બધા છે!"
>
> **(માર્કસના હિંદ પરના લેખો: પૃષ્ઠ ૭૩.**
> **લોક પ્રકાશન ગૃહ, મુંબઇ.)**

હિંદમાંથી ૧૪૦૦ કરોડ રૂપિયાનો માલ એક પણ પાઈ આપ્યા સિવાય ઉઠાવી જનાર પૂંજીવાદી શકરાઓ, આ માલની તેમણે કિંમત ચૂકવવાની છે એ જાણતાં હવે છેડાઇ ઉઠયા છે. હિંદમાંથી તેમણે જે લીધું છે તેની કિંમત ચૂકવવાનું કહેવું એ તેમને અસહ્ય લાગે છે. શાહીવાદી યુધ્ધોને કારણે હિંદ પર લાદવામાં આવેલા અન્યાયી દેવા વિષે પુનરૂવિચારણા કરવાની કોન્ગ્રેસે માગણી ઉઠાવી હતી ત્યારે રાષ્ટ્રની આબરૂ અને મોભ્ભાના નામે તેઓએ ભાષણો કર્યાં હતાં; હવે જ્યારે તેઓ લેણદારમાંથી દેવાદાર બન્યા છે ત્યારે ધમપછાડા મારે છે.

## દોંગાઇ ભરી દલીલો

તેમની દલીલો છેક જ પોકળ છે. તેઓ એ દલીલ કરે છે કે, ૧૯૩૯ના નવેમ્બરનો આર્થિક કરાર હિંદને લાભદાયી હતો; અને, જપાનના હલ્લા પછી હિંદનું રક્ષણ વધુ ખર્ચાળ બનવા છતાં તેમાં કોઈ પણ

ફેરફાર કરવામાં આવ્યો નહોતો; આથી, અતિશય મોટા પ્રમાણમાં સ્ટર્લિંગ થાપણ વધવા પામી છે.

આથી વધુ ઢોંગાઈ ભરી દલીલ બીજી કોઈ હોઇ શકે કે? ૧૯૩૯ના આર્થિક કરારનો સાર આપણે વાંચી ગયા છીએ. હિંદને એક સંસ્થાન તરીકે ટકાવી રાખવાની શાહીવાદી લાલસા અને રાજકીય સત્તા છોડવાના શાહીવાદી નિર્ણયમાંથી આ કરારે આકાર ધર્યો હતો. હિંદમાંથી બની શકે તેટલા પ્રમાણમાં 'તોપનો ખોરાક' મેળવવા આ કરાર હિંદ પર લાદવામાં આવ્યો હતો. રાજકીય સત્તા છોડવી ન પડે અને વધારે કરબોજ લાદવાની જવાબદારી ન લેવી પડે એ માટે બ્રિટને આનું બીલ ચૂકવવાનું કબુલ્યું હતું. તો હવે આ કરાર હિંદને માટે લાભદાયી છે એવી દલીલ કરવાનો અને ફરિયાદ કરવાનો શાહીવાદીઓને શો અધિકાર છે? એ કરારમાં ઉદારતાનું એક અણું પણ નથી. ઉલટાનું, બ્રિટન માટે એ સહેલામાં સહેલો સોદો હતો. કેટલાંક આર્થિક વર્તુળો ઇચ્છતાં હતાં તેથી વિપરિત એનું પરિણામ આવ્યું, તો એમાં હિંદનો જરાયે દોષ નથી.

જપાની આક્રમણ પછી હિંદનું રક્ષણ મોંઘું બની ગયું છે; માટે, હિંદને નામે જમા થયેલી સ્ટર્લિંગ પુરાંત વિષે પુનર્વિચારણા થવી જોઇએ એવી શાહીવાદીઓની દલીલો છે. તેમની આ દલીલો ચીતરી ચઢાવે છે. જપાનના હલ્લા પછી હિંદના રક્ષણનો ખર્ચ મોંઘો બન્યો છે એ વાત ખરી છે; પરંતુ, એને માટે કોણ જવાબદાર છે? એને માટે શાહીવાદી રાજપુરૂષો જ જવાબદાર છે. લાખો સૈનિકો અને વિપુલ સાધનસામગ્રી હિંદ તરફ વહેવડાવવાનો પ્રસંગ કેમ ઉપસ્થિત થયો? જપાનને શિકસ્ત આપવા માટે લાખોનો ખર્ચ કરી તેને એશિયાની ધરતી પરથી તગડવાની જરૂરિયાત કેમ ઉભી થઈ? આ સવાલોના જવાબો જોવા જઈએ તો તેમની પાછળ બ્રિટિશ શાહીવાદીઓની લાલસા જ નજરે પડે છે. બ્રિટિશ શાહીવાદીઓએ સાંસ્થાનિક શોષણના સ્વાર્થમાં ધસડાઇને મલાયા, સિંગાપુર અને બ્રહ્મદેશની પ્રજાઓને પોતાની આઝાદી ખાતર યે જપાનીઓ સામે લડવા દેવાનો ઇન્કાર કર્યો. આ સ્વાર્થાંધ લાલસાવૃત્તિને કારણે જ આવી પરિસ્થિતિ પેદા થઈ. લોકોને શસ્ત્રસજ્જ કરવાનો ઇન્કાર કરી તેઓએ તેમના પ્રિય નેતાઓના હાથમાં સત્તાની લગામ ન સોંપી. આનું પરિણામ એ આવ્યું કે, જપાનીઓ સિંગાપુર, મલાયા અને બ્રહ્મદેશને સહેલાઇથી માપી શક્યા. એ જ કારણોએ તેઓ ઇન્ડોનેશિયા-

માંથી ડચ શાહીવાદીઓને તગડી શક્યા; ને એશિયાની ધરતી પર મજબુત થાણું નાખી હિંદની સહિસલામતીને જોખમમાં મૂકી શક્યા. પરિણામે, જપાનીઓને હરાવવાનું કાર્ય ખુબ જ મુશ્કેલ અને કપરૂં બન્યું છે; જપાનીઓને હરાવવા હિંદી, બ્રિટિશ અને અમરિકી પ્રજાઓને દસ ગણી માનવ શકિત તથા નાણું ખર્ચવું પડે છે. બ્રહ્મદેશ અને અન્ય સ્થળોમાં જો આ ઉહાંતરીને બ્રહ્મી લોકોની મદદથી અટકાવવામાં આવી હોત, સમાનતાને ધોરણે તેમનો સહકાર લેવામાં આવ્યો હોત તો જપાન સામેનું યુધ્ધ આટલું ખર્ચાળ ન બન્યું હોત. પરંતુ, શાહીવાદીઓ સંસ્થાનોમાંની તેમની લુંટને જવા દેવા ઇચ્છતા નહોતા; પોતાની સાંસ્થાનિક રાજસત્તા ટકાવી રાખવા જો થોડાક લાખ હિંદીઓ અને બ્રિટિશોનો ભોગ આપવો પડે તો તેને માટે તેઓ તૈયાર હતા!

હિંદમાં પણ તેઓએ આ જ સ્વાર્થી અને ગંદી રમત અજમાવી.

જપાને યુધ્ધ જાહેર કર્યું ત્યારે, સમાન ધ્યેય માટે વધુ આત્મભોગ આપવા હિંદીઓને પ્રેરી શકે તેવી રાષ્ટ્રીય સરકારના હાથમાં સત્તાનાં સૂત્રો સોંપીને તેઓ લોકોનો સંપૂર્ણ સહકાર મેળવી શક્યા હોત. આવી રાષ્ટ્રીય સરકાર હિંદનાં આર્થિક સાધનોને વિકસાવી હિંદને વધારાનો આર્થિક બોજો સહેવા શક્તિશાળી બનાવી શકી હોત.

પરંતુ, હિંદના સંબંધમાં બ્રિટિશ રાજ્યકર્તાઓએ પોતાની હલકટ સ્વાર્થી લાલસા પ્રગટ કરી. રાષ્ટ્રીય કોંગ્રેસે દેશનું રક્ષણ પોતાના હાથમાં લેવાનો નિર્ધાર જાહેર કર્યો અને હિંદીજનોના હાથમાં રક્ષણનો સવાલ સોંપી દેવાની માગણી કરી કે તુરત તેઓએ ક્રિપ્સ મિશનને ઉડાવી મૂક્યું! હિંદના રાષ્ટ્રીય નેતાઓને જેલમાં પૂર્યા; અને આખા દેશને એક ભયંકરમાં ભયંકર આગમાં હોમી દીધો.

હવે આ જ શાહીવાદીઓના ઢંઢેરાઓ બબડાટ કરે છે કે, યુદ્ધ ખર્ચાળ બની ગયું છે; એટલે હિંદીઓએ બોજનો વધુ હિસ્સો ઉઠાવવો જોઇએ. ઢોંગાઈ અને નફ્ફટાઈની આ પરાકાષ્ઠા છે.

**માત્ર જપાની હલ્લાને કારણે જ નહિ પણ બ્રિટિશ શાહીવાદની નીતિને લીધે યુદ્ધ પહેલાં કરતાં દસ ગણું વધુ ખર્ચાળ બન્યું છે. લોકોને સત્તામાંથી દૂર રાખવાની નીતિ એ ૧૯૩૯ ના કરારની ભૂમિકા હતી. જપાની હલ્લા પછી એ જ નીતિ**

**જાણીબુઝીને જારી રાખવામાં આવી હતી. આમ, આ નીતિ આ જ તક ચલાવીને આ નીતિને કારણે જ ઉભા થયેલા આર્થિક બોજમાંથી બ્રિટન હવે છટકવા માગે છે; અને, બન્ને રીતે પોતાને મન ફાવતું કરવા માગે છે.**

## હિંદનું સંરક્ષણ ખર્ચ

મૂડીપતિઓ એ વાત ભૂલી જાય છે કે, કોઈ પણ દેશને રાહતની જરૂર હોય તો તે બ્રિટનને નહિ પણ હિંદને છે. કારણ, એ વધુમાં વધુ કચડાયેલો છે. શાહીવાદી નીતિને કારણે જ તો હિંદને પોતાના રક્ષણની ઘણી વધારે કિંમત ચૂકવવી પડી છે; અને, ઘણું મોટું લશ્કર ઉભું કરવું પડ્યું છે.

હિંદ જાણે કે કોઈ પણ બોજ ઉઠાવતું નથી એવી રીતે આ શાહીવાદીઓ દલીલ કરે છે. હિંદ એક ગરીબ દેશ છે; બ્રિટિશ શાહીવાદીઓએ જ તેને ઔદ્યોગિક રીતે પછાત રાખ્યો છે; અને જેને પરિણામે, વધુ આર્થિક બોજ ઉઠાવવાની તેની શકિત મર્યાદીત બની છે એ વાત તેઓ સગવડે વિસરી જાય છે.

બ્રિટિશ ખર્ચ માટે પરાણે લેવામાં આવતા આ હિસ્સા ઉપરાંત હિંદ સીધે સીધું પોતાના રક્ષણ માટે કેટલી રકમ ખર્ચે છે? યુધ્ધનાં વર્ષો દરમિયાન હિંદનું સંરક્ષણ ખર્ચ નીચે પ્રમાણે વધ્યું છે:

**મહેસુલ પરનું સંરક્ષણ ખર્ચ**
**(કરોડ રૂપિયામાં)**

| | |
|---|---|
| ૧૯૩૯-૪૦... | ... ૫૦.૫ |
| ૧૯૪૦-૪૧... | ... ૭૩.૬ |
| ૧૯૪૧-૪૨... | ...૧૦૪.૦ |
| ૧૯૪૨-૪૩... | ...૨૧૪.૬ |
| ૧૯૪૩-૪૪... | ...૨૬૨.૬ |
| ૧૯૪૪-૪૫ (અંદાજ પ્રમાણે) | ...૩૯૭.૨ |
| ૧૯૪૫-૪૬ (અંદાજ પ્રમાણે) | ...૩૯૪.૪ |

હિંદ આજે ખુદ પોતાના રક્ષણ પાછળ ૪૦૦ કરોડ રૂપિયા ખર્ચે છે. યુદ્ધ પહેલાંના ખર્ચ કરતાં આ આઠ ગણું છે. આ રીતે, યુધ્ધ શરૂ થયા પછી તેના લશ્કરી ખર્ચમાં ૭૦૦ ટકાનો વધારો થયો છે.

આનો અર્થ એ થયો કે, હિંદમાં દરેક પુરૂષ, સ્ત્રી અને બાળકને આપણા રક્ષણ માટે માથા દીઠ રૂ. ૧૦ આપવા પડે છે. ખરી રીતે જોતાં આ રક્ષણ એથીયે વધુ હશે. કારણ, આ રૂ.૪૦૦ કરોડનું ખર્ચ તો માત્ર બ્રિટિશ હિંદ પૂરતું જ છે. હિંદનાં દેશી રાજ્યોના ખર્ચને આમાં ગણવામાં આવ્યું નથી. આનો અર્થ એ થયો કે, બ્રિટિશ હિંદમાં આ ખર્ચનો આંકડો માથા દીઠ રૂ. ૧૫ થી ઓછો નહિ હોય.

હિંદ જેવો નિર્ધન દેશ, જેની માથા દીઠ વાર્ષિક આવક યે રૂ. ૭૫થી ઓછી છે એને માટે આ રૂ. ૪૦૦ કરોડના સંરક્ષણ ખર્ચનો બોજો અસહ્ય છે. પોતાના આર્થિક તંત્રની ભયંકર ઉથલપાથલ કરીને અને પોતાના લોકની શારીરિક શકિત નીચોવીને જ હિંદ આ બોજ ઉઠાવી શકે. અને આનું પરિણામ દુકાળ, રોગચાળો અને માનવ ખુવારીમાં જ આવે એ પણ આપણે જોયું છે.

આમ છતાં, શાહીવાદીઓ અપ્રમાણિક બનીને પોકાર પાડી રહ્યા છે કે, આર્થિક બોજનો હિસ્સો હિંદ ઉઠાવતું નથી ! હકીકતમાં તો આજના જ બોજાએ તેની કમ્મર ભાંગી નાખી છે. હિંદની ગરીબાઈ અને આર્થિક પછાતપણું સહેલાઈથી વિસરી જઈ, બ્રિટન, અમેરિકા અને હિંદના ખર્ચના આંકડાઓ આપી તેઓ લોકોને જાણીબૂઝી ભૂલાવામાં નાખી રહ્યા છે.

એ વાત સાચી છે કે હિંદનું કુલ લશ્કરી ખર્ચ, બ્રિટન કે અમેરીકાની સરખામણીમાં ઘણું જ ઓછું દેખાય છે. હિંદનો રોજનો ખર્ચ લગભગ ૭૮૦૦૦ પૌંડ છે. જ્યારે, બ્રિટન રોજના ૧૫૦ લાખ પૌંડ ખર્ચે છે.

ટકામાં સરખામણી કરતાં એવો અંદાજ કાઢવામાં આવે છે કે, અમેરીકાનું યુધ્ધ ખર્ચ તેની રાષ્ટ્રીય આવકના ૪૨ ટકા છે; બ્રિટનનું ૭૦ ટકા છે; જ્યારે, હિંદનું ૨૦ ટકા છે.

પરંતુ, આ સરખામણી પરથી કોઈ જ ખ્યાલ આવી શકે નહિ. અમેરીકા અને બ્રિટન બન્ને પૈસાદાર દેશ છે; હિંદ કરતાં તેમની રાષ્ટ્રીય આવક અનેક ગણી વધારે છે. હિંદમાં એક પાઈનો પણ વધુ ખર્ચ એટલે લોકોની રોટી પર જ તરાપ; અને લોકો માટે ભૂખ અને મોતની આતશબાજી. ગરીબ હિંદ પાસે જે આત્મભોગ માગવામાં આવ્યો છે એ બ્રિટન અને અમેરિકાના નાગરિક કરતાં અનેક ગણો વધારે છે. રાષ્ટ્રીય આવકના ૨૦ ટકા રક્ષણ પાછળ ખર્ચાય એ હિંદ જેવા દેશને માટે, જ્યાં માથા દીઠ

વાર્ષિક આવક રૂ. ૭૫ છે તેવા ગરીબ દેશને માટે ગળાચૂંટ સમાન છે.

વધુ બોજ સહી શકવાની હિંદની અશક્તિની જવાબદારી આ જ શાહીવાદીઓની છે. કારણ, યુધ્ધ પ્રયાસો જોખમાતાં હોવા છતાં અને યુદ્ધ લંબાતું હોવા છતાં તેઓએ હિંદને એક પછાત સાંસ્થાનિક બજાર તરીકે રાખવાની નીતિ ચાલુ હતી; હિંદના લોકો આ જબરો બોજ સહેવા અશક્ત બનશે અને બ્રિટિશ લોકોને જ એ ભાર સહેવાનો રહેશે એ જાણવા છતાં તેઓએ આ શાહીવાદી નીતિ ચાલુ રાખી હતી.

એવો અંદાજ કાઢવામાં આવે છે કે, બ્રિટનની રાષ્ટ્રીય આવક ૧૯૩૯થી ૪૩ સુધીમાં ૪૬૦૪૦ લાખ પૌંડ થી ૮૧૭૨૦ લાખ પૌંડ વધી હતી. એટલે કે, ૭૬ ટકા વધી હતી. અમેરિકાની રાષ્ટ્રીય આવક ૭૪૧૦૦૦ લાખ ડોલર પરથી ૧૫૭૦૦૦૦ લાખ ડોલર વધી હતી. એટલે કે ૧૧૨ ટકા વધી હતી. કેનેડાની રાષ્ટ્રીય આવક ૪૩૦૦૦ લાખ ડોલર પરથી ૬૬૦૦૦ લાખ ડોલર વધી હતી. એટલે કે, ૫૪ ટકા વધી હતી. જ્યારે, હિંદની રાષ્ટ્રીય આવક ૨૫૦૦ કરોડ રૂપિયા પરથી ૩૦૦૦ કરોડ રૂપિયા વધી હતી. એટલે કે, ૨૦ ટકા વધી હતી.

આ કંગાલ વધારા પરથી યે ખરો ખ્યાલ આવી શકે તેમ નથી. કારણ હિંદની રાષ્ટ્રીય આવકમાં થયેલો આ વધારો ઔદ્યોગિક મથકોનો વિસ્તાર અને નવા ઉદ્યોગોની ખીલાવટને કારણે નથી. પરંતુ, આ વધારો તો કારખાનાઓમાં ચાલતી રાતપાળીઓને કારણે છે. કોલસા જેવી અતિ અગત્યની ચીજ વસ્તુના ઉત્પાદનમાં થયેલો ઘટાડો, તો બીજી બાજુ, દારૂ ગોળો બનાવતાં કારખાનાં તથા નાના ઉદ્યોગોના ઉત્પાદનમાં થયેલો વધારો અહીં ઢંકાઈ જાય છે! કોલસાના અભાવે શણની કેટલીક મિલો બંધ કરવામાં આવી હતી એ હકીકત યે અહીં ઢંકાઇ જાય છે.

ઔદ્યોગિક વિકાસ સામેની વિરોધી નીતિનું, એક પાઈની પણ કિંમત ચૂકાવ્યા વિના હિંદમાંથી માલ લઈ જઈ તેના બદલામાં હિંદને જરૂરી એવી યંત્રસામગ્રી ન આપવાની નીતિનું આ પરિણામ હતું. હિંદનો ઔદ્યોગિક વિકાસ થાય અને કાચો માલ પૂરો પાડનાર મટી તે પોતાની બજારમાં બ્રિટનનું હરીફ બને એ દહેશત આ નીતિ પાછળ કામ કરતી હતી.

મોટરો, હવાઈ જહાજો યા તો એવા ભારે ઉદ્યોગો હિંદમાં શરૂ કરવાની જરૂરિયાત યુધ્ધના સફળ સંચાલન માટે અનિવાર્ય રીતે ઉભી થઈ

હતી. આ ઉદ્યોગો હિંદમાં શરૂ થયા હોત તો બ્રિટનથી આ માલ લાવવાની વહાણોની અગવડ દૂર કરી શકાઈ હોત. આ રીતે હિંદ અને બ્રિટન બન્નેના લોકોનું હિત સધાયું હોત. પરંતુ, હિંદના જ નહિ બલ્કે બ્રિટનના લોકોના હિતની વિરૂદ્ધમાં રાજ્યસત્તાનો કેવો વ્યવસ્થિત ઉપયોગ કરવામાં આવ્યો હતો તેનો આ દાખલો છે.

ઓસ્ટ્રેલિયાને જોડિયા એન્જીન બોમ્બરો બનાવવાનાં કારખાનાં ઉઘાડવાની રજા અપાઈ હતી; ઓસ્ટ્રેલિયાએ દસ હજાર ટનનાં વ્યાપારી જહાજો બાંધ્યાં હતાં; પરંતુ, હિંદને આવાં કારખાનાં કાઢવાની મના ફરમાવવામાં આવી હતી. **અમેરિકન ગ્રેડી મિશનનાં** સૂચનોને ય અમલમાં નહોતાં મૂકવામાં આવ્યાં.

તો પછી, ૧૯૩૯ માં યુધ્ધ જેટલું ખર્ચાળ લાગતું હતું તેથી વધુ ખર્ચાળ બની જાય અને વધુ બોજ સહન કરવાની હિંદની શક્તિ ન હોય તો તે માટે કોણ જવાબદાર છે? આ માટે, ન્યાયને નામે દેવાની પુનર્વિચારણા કરવાની માંગ ઉઠાવતા આ મૂડીપતિઓ જ જવાબદાર છે.

## ઉંચા ભાવો સંબંધે રજુ થતી દલીલો

બ્રિટને હિંદમાંથી માલ ખરીદ્યો એ વેળાએ હિંદમાં ભાવોનો ફુગાવો હતો એવાં ઓઠાં હેઠળ લંડનના "*ફિનાનશિયલ ન્યુસે*" દેવામાં ઘટાડો કરવાની માગણી ઉઠાવી છે. આ ઓઠાં હેઠળ તે લગભગ ૩૦ ટકા સ્ટર્લિંગ પુરાંત ઉડાવી મૂકવાની વાત કરે છે.

આથી વધુ નફ્ફટ અને ઢોંગાઇભરી દલીલ બીજી કોઈ હોઈ શકે નહિ. હિંદમાં ભાવના સતત વધારા માટે કોણ જવાબદાર છે? આ માટે બીજું કોઈ નહિ પણ બ્રિટિશ સરકાર જ જવાબદાર છે. આ બ્રિટિશ સરકારના આડતિયા તરીકે કામ કરતી હિંદી સરકારે બદલામાં હિંદને જરૂરી માલ ન આપતાં દેશને કાગળની નોટોથી ભરી દેવાનું માથે લીધું. પરિણામે, હિંદમાં અછત ઉભી થઈ અને ભાવો આકાશે પહોંચ્યા. આ આકાશે પહોંચેલા ભાવોને કારણે તો હિંદને જ સહેવું પડયું છે. ભૂખમરો, યાતનાઓ અને ૩૫ લાખનાં મરણો આનું જ ફળ છે. **ભાવની આવી કુનેહભરી જાળ ઉભી કરવા પાછળ, બ્રિટનના યુધ્ધ બોજાને**

**હિંદના લોકો પર લાદવાની અને તેમણે પેદા કરેલો માલ તેમની કનેથી છેતરપીંડી વડે પડાવી લેવાની નેમ હતી એ આપણે આગળ જોયું છે.** હવે બ્રિટિશ પુંજીપતીઓ ફરિયાદ કરે છે કે, ભાવો અતિશય ઉંચા હતા એને કારણે સ્ટર્લિંગ દેવું વધ્યું છે; અને, એમાં કાપ મૂકવો જોઇએ. નફફટાઈની આ સીમા છે.

## સ્ટર્લિંગ પુરાંતને ઉડાવી મુકવાનું કાવતરૂં

દેખીતી જ આવી જુઠ્ઠી દલીલો વારંવાર ઉચ્ચારીને થાકતાં બ્રિટિશ મુડીવાદીઓ હવે છડેચોક આ દેવું માંડી વાળવાની વાતો કરે છે. "*ફિનાનશિયલ ન્યુસે*" આ સંબંધમાં લખ્યું હતું કે—

> "હિંદની અને બ્રિટન તથા અન્ય મિત્ર દેશોની સ્ટર્લિંગ પુરાંતો બિન વ્યાપારી (આનો અર્થ એ કે આ દેવાને માન્ય ન રાખવું) ગણાવી જોઇએ. આ દેવું ઉડાવી મૂકવું જોઇએ એવી સૂચના જો કે વધુ પડતી છે. પરંતુ, સામ્રાજ્યની અંદરો અંદર માલની આપલે કરવામાં બ્રિટિશ સરકાર ધીરાણ—પટ્ટાના સિધ્ધાંતોનો અમલ કરાવવામાં નિષ્ફળ નીવડયું એથી, બ્રિટન યુધ્ધને અંતે દેવાના જબરા બોજ સાથે બહાર આવે અને અન્ય દેશો પોતાનાં નાણાંકીય સંબંધો સુધારીને બહાર નીકળે એ અસહ્ય છે."

આ બધાનો અર્થ એ થયો કે નજીકના ભવિષ્યમાં હિંદ પાસેથી તેની સ્ટર્લિંગ પુરાંતનો સારો એવો હિસ્સો પડાવી લેવા માટે તમામ પ્રયાસો કરવામાં આવશે; આ પૂરાંતો ઉડાવી મૂકવા કે તેની માંડવાળ કરવા અને એ રીતે લાખોના જાને જમા કરેલી તેની થાપણ આંચકી લેવા બ્રિટન હિંદ પરની પોતાની રાજકીય પકડનો ઉપયોગ કરશે. આમ કરવું એ તદ્દન સહેલું છે; કારણ, આ પુરાંતો હિંદીઓના હાથમાં નથી; પણ હિંદી સરકારના કબજામાં છે.

આ અગાઉ પણ બ્રિટને આવું જ કર્યાના દાખલા હિંદના ઈતિહાસમાં અનેક છે. ગયા મહા યુદ્ધ વખતે હિંદ આર્થિક રીતે ઓછું વિકસ્યું હતું છતાં યે તેણે ૪૦ કરોડ જેટલા સ્ટર્લિંગ જમા કર્યા હતા. આના બદલામાં હિંદને ન તો સોનું કે ન તો માલ આપવામાં આવ્યો.

હુંડિયામણના દરની યુક્તિ લડાવીને આ દેવાનો સારો એવો ભાગ હજમ કરવામાં આવ્યો હતો. યુદ્ધ પછી તત્કાલ રૂપિયા-સ્ટર્લિંગનો ભાવ નીચો હતો—૧ શિ. ૮ પે. નો એક રૂપિયો અથવા તો ૧ પૌંડના ૧૫ રૂપિયાનો ભાવ હતો. આ વખતે સરકારે એક કમિટી નીમી. આ કમિટીએ રૂપિયાના ભાવ વધારવાની એટલે કે સ્ટર્લિંગનો રૂપિયો અથવા તો ૧ પૌંડના ૧૦ રૂપિયા કરવાની સૂચના કરી. તમામને અને ખાસ કરીને બ્રિટનની એક્સચેન્જ બેન્કોને, જ્યારે બજાર ભાવ ૧ પૌંડના રૂ.૧૫ હતા ત્યારે હિંદના સ્ટર્લિંગને ૧ પૌંડના રૂ.૧૦ ના સસ્તા ભાવે ખરીદવાનું આ નિમંત્રણ હતું. રૂપિયા આપીને સસ્તે દરે સ્ટર્લિંગ ખરીદવા પડાપડી થઇ. આમ, જે સ્ટર્લિંગ વડે હિંદ યંત્ર સામગ્રી અને તૈયાર માલ ખરીદી શક્યું હોત તે સ્ટર્લિંગ, એક રૂપિયે ૨/૩ ના ભાવે ચલણનો વિનિમય કરતા સટોડીઆઓના હાથમાં સોંપી દેવામાં આવ્યા!

આજે હવે આ જ યુક્તિ અજમાવી શકાય તેવી છે. અને આ ભય પણ એટલો જ સાચો છે. કારણ, શાહીવાદીઓ આપણા આર્થિક તેમજ રાજકીય જીવન પર કાબુ ધરાવે છે; આપણા આખાયે દેશને છેતરનારા અને પોતાને મદદરૂપ બનનારા તેમણે કાયદા ઘડ્યા છે. આ માટે રિઝર્વ બેન્કનો દાખલો બસ છે. આ બેન્કે પોતાની કાયદાપોથીમાં લખ્યું છે કે, ૧ શિ. ૬ પે. ના ૧ રૂપિયા લેખે સ્ટર્લિંગ ખરીદવા કે વેંચવા એ આ બેન્કની ફરજ છે; તે કાયદાથી બંધાયેલી છે. હવે કાગળની ચલણી નોટોનો ધોધ હિંદમાં વહેતાં રૂપિયાની કિંમતમાં ઘટાડો થયો છે એ આપણે આગળ જોઈ ગયા છીએ. યુદ્ધના અંત પછી રૂપિયાની કિંમત હજી પણ વધુ ઘટે એવું બને. એટલે, રૂપિયાની કિંમતમાં થયેલા ઘટાડા પ્રમાણે હુંડિયામણનો દર યે ઘટે. આ દર ૧ શિ. ૪ પે. કે ૧ શિ. ૩ પે. નો ૧ રૂપિયો થઈ જાય. તો એવે વખતે, ૧ શિ. ૬ પે. ના ભાવે સ્ટર્લિંગ વેચવાનાની ફરજ રિઝર્વ બેન્ક પર આવશે. અને ફરીને, હિંદના સ્ટર્લિંગને પોણી કે ૨/૩ કિંમતે પડાવી લેવાનું તમામ એક્સચેન્જ બેન્કો, સટોડીઆઓ અને બ્રિટિશ ઇન્સ્યુરન્સ કંપનીઓને આમંત્રણ અપાશે. હિંદને આથી શું મળશે? બ્રિટનમાં વિશ્વાસ મૂકીને હિંદે જે માલ આપ્યો છે તેના બદલામાં તેને પોતાની જ કાગળની નોટો મળશે; બ્રિટનને માલ પૂરો પાડી હિંદે વેઠેલી યાતનાઓનું આ વળતર હશે!

# હિંદ પર રોગચાળો લાદવાની યોજના

આ થાપણમાંથી અમુક હિસ્સો સ્થગિત કરવો અને ચલણવિનિમયના યુક્તિ દ્વારા એમાં કાપ મૂકવો એ શાહીવાદીઓની એક યોજના છે. આ ઉપરાંત પણ, હિંદની સ્ટર્લિંગ પુરાંત પડાવી લેવાની શાહીવાદીઓની એક બીજી રમત છે. આ રમત છે, શાહીવાદી જાદુગરના કોથળામાંથી એક પછી એક બહાર પડતી પ્રાંતિક તેમજ મધ્યસ્થ સરકારની કહેવાતી ઉત્કર્ષ–યોજનાઓ પાછળ આ સ્ટર્લિંગ પુરાંતને ખર્ચવાની!

આ યોજનાઓના ધુરંધરોએ છેલ્લી હાલ સદીમાં હિંદના આર્થિક વિકાસને રૂંધવાની અને હિંદને ગરીબ રાખવાની જ યોજનાઓ ઘડી છે. એટલે, પ્રાંતિક કે મધ્યસ્થ સરકારની આ યોજનાઓના ધુરંધરો તરફ સામાન્ય હિંદીજન શંકાની નજરે જુએ અને આ લોકોની શુભ નિષ્ઠા પરત્વે આશંકા સેવે તો તે સ્વાભાવિક છે. આ વખતે આપણને મુંબઈની રેકલેમેશન યોજના યાદ આવી જાય છે. ભ્રષ્ટાચારી, નકામી અને પ્રાંત પર જબરા દેવાનાં બોજમાં, મુંબઈની એક એ રેકલેમેશન યોજનાનું ખરું સ્વરૂપ વ્યક્ત થતું હતું.

આજથી બાવીસ વર્ષ પહેલાં મુંબઈમાં પૂરતી જગ્યા હતી. મુંબઈના દાદર, માટુંગા ને માહિમ જેવા ભાગો હજુ વિકસ્યા નહોતા. મુંબઈમાં માગ્યે જમીન મળી રહેતી હતી. એવે વખતે મુંબઈ સરકારે, સંકડામણ દૂર કરવાની દલીલ આગળ ધરીને દરિયામાંથી જમીન મેળવવાની તરંગી યોજના રજુ કરી. આ માટે તેણે કરોડો રૂપિયા ખર્ચ્યા; અને ઇંગ્લાંડથી જુની મશીનરી લાવવા ભારે ઉંચા તરંગી દામ ચૂકવ્યાં.

પ્રાંતિક સરકારોની યુદ્ધોતર યોજનાઓને, કોઈ પણ જાતની યોજના કહેવા કરતાં આ રેકલેમેશન સમા કલંકી ભોપાળાં કહેવાં સારાં છે. હિંદને જરૂરી વસ્તુઓ પર હિંદના પૈસા ન ખર્ચતાં તે ગમે ત્યાં ખર્ચી નાખવા એ તેમનો મુખ્ય હેતુ દેખાય છે.

આ રીતે, જ્યારે હિંદને ભારે ઉદ્યોગોની જરૂર હોય ત્યારે નાના નાના ગૃહઉદ્યોગોની તરંગી યોજનાઓ રજુ થાય છે; પોલાદ અને લોખંડની હિંદને જરૂર હોય ત્યારે રસ્તાના બાંધકામો ઉપાડવામાં આવે છે! મોટર ઉદ્યોગની જરૂર હોય ત્યાં કોઈ પણ માણસો ન રહે તેવાં મકાનો ઉભાં

કરવામાં આવે છે; યા તો થોડીક નહેરો ખોદી કાઢવામાં આવે છે!

આટલાથી યે સંતોષ ન હોય તેમ છેલ્લે છેલ્લે, હિંદનાં આ નાણાંનો ઉપયોગ હિંદમાં સસ્તો માલ ખડકવા પાછળ કરવામાં આવે છે; અને એ રીતે, હિંદી ઉદ્યોગોને મરણતોલ બનાવી શહેરો તથા ગામોમાં બેકારી વધારવામાં આવે છે.

શાહીવાદીઓ સત્તામાં રહેશે તો તેઓ હિંદની સ્ટર્લિંગ અચત પડાવી લેવા હિંદને અતિ જરૂરી યંત્રસામગ્રી પૂરી ન પાડવાની દાનતથી પ્રેરાઈ છેતરપીંડી રમવા આ જ તરકીબો અજમાવશે એ વાત ચોક્કસ છે. **બ્રેટન વુડઝ નાણાં પરિષદમાં** બ્રિટિશ પ્રતિનિધિ મંડળના આગેવાન લોર્ડ કીન્સે ખાત્રી આપી હતી કે, બ્રિટન પોતા પરના લેણાંને માન આપશે; પરંતુ, ક્યારે અને કેવી રીતે એ વિષે બંધાવાનો તેણે ઇન્કાર કર્યો હતો. જો શાહીવાદીઓનું ચાલે તો તેઓ આ સ્ટર્લિંગ અનામતનો સારો એવો ભાગ સ્થગિત કરે યા તો ઉડાવી મૂકે; એનો થોડોક હિસ્સો, હિંદ માટે તૈયાર માલની ખરીદી અને મૂર્ખામિભરી યોજનાઓ પાછળ વાપરે; અને, બહુ જ થોડો ભાગ હિંદને માટે જરૂરી યંત્રસામગ્રી ખરીદવા પાછળ ખર્ચે. એટલે, આખીયે બાજી જો તેમના હાથમાં છોડી દેવામાં આવે તો તેઓ હિંદમાં ભારે ઉદ્યોગોનો કદિયે વિકાસ ન થવા દે.

## બ્રિટન હિંદનું લેણું ચુકવવા અસમર્થ છે

આ છતાં, આપણે જ્યારે બ્રિટન પરનું સારૂંયે દેવું ભરપાઈ કરવાની માંગ ઉઠાવીએ છીએ ત્યારે બ્રિટિશ પ્રજાને આપણે જરાયે ભૂલી જતા નથી; જપાન અને જર્મની સામેનું યુધ્ધ, બ્રિટન અને હિંદ બન્નેની પ્રજાઓના હિતમાં છે એ વાતયે આપણે વિસરી જતા નથી. આ સમાન ધ્યેયને માટે ખુદ હિંદે અનેક યાતનાઓ વેઠી છે. પોતાની સાધન સામગ્રીને વિકસાવવાની બ્રિટિશ રાજકર્તાઓએ હિંદને તક આપી હોત તો હિંદે આથીયે વધુ યાતનાઓ વેઠી હોત. સહિયારા યુધ્ધમાં જ્યારે મિત્રો લડતા હોય ત્યારે પોત પોતાની શક્તિ અનુસાર યુધ્ધનો બોજ દરેકે ઉપાડવો જોઇએ. હિંદે પોતાના હિસ્સા કરતાં વધુ બોજ ઉઠાવ્યો છે અને પોતાની જાતને ખતમ કરી નાખી છે. હવે, હિંદની લેણી રકમ ઉડાવી દઇને બ્રિટિશ રાજકર્તાઓ હિંદ પર વધુ ભાર ન લાદે એ જોવાનું કાર્ય

**બ્રિટિશ પ્રજાનું છે.**

**બ્રિટિશ પ્રજા** પર અન્યાયી બોજ લાદવાની હિંદને ઇચ્છા નથી. 'તમે મરો પણ ગોરનું તરભાણું ભરો' એ નીતિ અખત્યાર કરવાનો ય તેનો મનસુબો નથી. પોતાના દાવાથી બ્રિટિશ પ્રજા માથે ભૂખમરો અને નિરાધારતા લદાવાની હોત તો તેણે પોતાના દાવા માટે દબાણ ન જ કર્યું હોત.

પરંતુ હકીકત તો એ છે કે, આ સ્ટર્લિંગ પુરાંતમાં કાપ મૂકવાની બૂમરાણ માત્ર પ્રચારલક્ષી છે. આ બૂમરાણ બ્રિટનનાં સ્થાપિત હિતો તરફથી ઉઠાવવામાં આવી છે. બ્રિટનના રાષ્ટ્રીય દેવાને ભરપાઈ કરવાથી તેમને પોતાના નફાનો અમુક હિસ્સો જવા દેવો પડશે એ વાત તેઓ જાણે છે. એથી જ તો તેઓએ હિંદની સ્ટર્લિંગ પુરાંતમાં કાપ મૂકવાની બૂમ ઉઠાવી છે. હિંદનું બ્રિટન પરનું લેણું વસૂલ થવા દેવાથી તો બ્રિટિશ પ્રજા પર આફત ઉતરશે એવો જુઠ્ઠો પ્રચાર કરીને તેઓ પોતાની બૂમરાણમાં બ્રિટિશ પ્રજાનો ય ટેકો લેવા માગે છે.

બ્રિટનની સાધન સામગ્રી ધ્યાનમાં લેતાં અને તેના મૂડીવાદીઓએ જમા કરેલો અઢળક નફો જોતાં, હિંદનું દેવું ચુકવવું બ્રિટનને માટે મુશ્કેલ છે? જરાયે નહિ. આજ સુધીનું બ્રિટન પરનું હિંદનું સઘળું લેણું લગભગ ૧૧૦૦૦ લાખ પૌંડ હશે. બ્રિટન દરરોજ ૧૫૦ લાખ પૌંડ યુદ્ધ ખર્ચ પાછળ વાપરે છે. આ જોતાં, બ્રિટનનું દેવું દસ અઠવડિયાના તેના સંરક્ષણ ખર્ચથી વધુ નથી. યુધ્ધ પહેલાંની તેની રાષ્ટ્રીય આવક કરતાં એ છઠ્ઠા ભાગનું છે. બ્રિટનનું કૂલ રાષ્ટ્રીય દેવું ૧૯૪૩ માં ૧૪૦૦ કરોડ પૌંડ હતું. આ પરનું માત્ર વ્યાજ જ ૫૦૦૦ લાખ પૌંડ થાય છે. એટલે કે, હિંદના લેણા કરતાં આ વ્યાજ અર્ધું છે. તેના રાષ્ટ્રીય દેવા કરતાં હિંદનું લેણું ૮ ટકા કરતાં વધુ નથી.

**એટલે હિંદની સ્ટર્લિંગ પુરાંત ચૂકવવી એ બ્રિટનની શક્તિ બહારની વાત છે એવો પ્રચાર કરી ઉહાપોહ જગાવવો એ બ્રિટન અને હિંદ બન્નેની પ્રજાઓને છેતરવા બરાબર છે**

**બીજું**, આ ૧૧૦૦૦ લાખ પૌંડની સારીયે રકમ કૈં અત્યારની ચાલુ આવક અને ઉત્પાદનમાંથી ભરવાની જરૂર નથી; આ વાત પણ બ્રિટિશ મૂડીવાદીઓ પોતાના લોકોથી સંતાડે છે. **ખરી વસ્તુ એ છે**

**કે, તેનો સારો એવો ભાગ હિંદમાંની જુની બ્રિટિશ થાપણમાંથી ભરી શકાય તેમ છે.** ૧૯૩૯ માં એવો અંદાજ કાઢવામાં આવતો હતો કે, ખાનગી ખાતામાં બ્રિટને રોકેલું નાણું ૬૮૦૦ થી ૭૦૦૦ લાખ પૌંડ છે. એક બીજા અંદાજ પ્રમાણે આ આંકડો ૩૦૦૦ લાખ પૌંડ પર મૂકવામાં આવે છે. ચાના વાવેતરમાં, લોખંડ અને પોલાદની ખાણોમાં, શણ અને કાપડના કારખાનાઓમાં, એન્જિનિયરીંગ અને રસાયણના ઉદ્યોગોમાં રોકાયેલી બ્રિટિશ મૂડીનો આમાં સમાવેશ થઈ જાય છે.

**મુઠ્ઠી ભર બ્રિટિશ મૂડીવાદીઓ અને પેઢીઓ, જેઓ આ ઉદ્યોગો પર કાબુ ધરાવે છે અને આ મૂડી પર જેમનું વર્ચસ્વ છે, તેમને આ ઉદ્યોગો વેંચી નાખવાની અને એ રીતે હિંદીઓના હાથમાં સોંપી દેવાની ફરજ પાડવી જોઈએ.**

આથી, અગવડ કોને થશે! ફક્ત મુઠ્ઠીભર નફાખોરોને જ. બીજા કોઈને નહિ. આ રીતે તેઓ હિંદની પછાત દશાનો લાભ ઉઠાવી લખલૂટ નફો કરતા અટકશે.

ગત મહાયુદ્ધ વખતે બ્રિટને આવું જ પગલું ઉઠાવ્યું હતું. ગત મહાયુદ્ધ વખતે અમેરિકા પાસેથી લીધેલા માલના બદલામાં તેણે પોતાની થાપણો અમેરિકનોને સોંપી દીધી હતી. આ યુદ્ધમાં યે, અમેરિકન માલ ખરીદવા માટે જરૂરી ડોલર અનામત મેળવવા તેણે પોતાની થાપણો વેચી નાખી એ જ રસ્તો અંગીકાર કર્યો હતો.

સ્ટર્લિંગ પુરાંતની બાબતમાં પોતાનો કેસ રજુ કરતાં બ્રિટિશ મૂડીવાદી ટોળકી હિંદમાંની બ્રિટિશ થાપણ વિષે મૌન સેવે છે. આ બ્રિટિશ થાપણો હિંદીઓના હાથમાં સોંપી દેતાં અર્ધું દેવું પતી જાય તેમ છે એવું જાણનાર બ્રિટિશ પ્રજા પોતાને ટેકો નહિ આપે એ વાત તે જાણે છે. એટલે જ તો તેઓ હિંદમાંની બ્રિટિશ થાપણ વિષે એક હર્ફ પણ ઉચ્ચારતા નથી.

**હિંદમાંની બ્રિટિશ થાપણ હિંદીઓના હાથમાં સોંપી દઇ સારૂંયે દેવું ભરપાઈ કરવામાં આવે એ ખુદ બ્રિટિશ લોકોના હિતમાં છે.**

હિંદમાંની બ્રિટિશ થાપણો રદ કરવાની મૂડીવાદીઓને ફરજ પાડી, બ્રિટન પોતાના ભાવી રાષ્ટ્રીય ઉત્પાદન પરનો જબરો બોજ દૂર કરી શકે તેમ છે. આનો અર્થ એ થયો કે, હાલના ચાલુ ઉત્પાદનમાંથી કે બ્રિટિશ

કામદારના ગજવામાંથી એક પેન્સ પણ લીધા વિના દેવાનો મોટો ભાગ ભરપાઈ થાય તેમ છે. યુદ્ધ દરમિયાન થયેલું કરજ ચૂકવવા માટે એટલા પ્રમાણમાં બ્રિટનના હાલના ચાલુ રાષ્ટ્રીય ઉત્પાદન પર કાપ નહિ પડે. આ રીતે બ્રિટિશ કામદારને જરૂર ફાયદો થશે; જ્યારે બ્રિટિશ મૂડીવાદીઓ બૂરકશે. આ ઉપરાંતનું બાકીનું દેવું હાલના ચાલુ ઉત્પાદનમાંથી ભરપાઈ કરવામાં આવે અને હિંદ પોતાનો ઔદ્યોગિક વિકાસ સાધે એય બ્રિટિશ કામદારના જ હિતમાં છે.

**યુદ્ધ પૂર્વેનું બ્રિટન! યુદ્ધ પહેલાંના બ્રિટનમાં લાખો લોકો બેકાર હતા. વિનાશકારી શસ્ત્રસરંજામ અને યુદ્ધ પર જ બ્રિટનની આબાદી હતી. યુદ્ધ પહેલાંના દિવસોમાં બ્રિટનની આ હાલત હતી. બ્રિટને ફરી એ દહાડા ન જોવા હોય તો, બ્રિટિશ કામદારનો મોટામાં મોટો દુશ્મન હિંદનુ પછાતપણું છે એ વાત તેણે સમજી લેવી જોઇએ.**

કામકાજનું હાલનું ધોરણ, પગાર અને ઉત્પાદનની આજની કક્ષા ટકાવી રાખવી હોય, સામાજિક સલામતીનાં નવાં પગલાં લેવા હોય તો હિંદનું ઝડપી ઔદ્યોગીકરણ તથા બ્રિટિશ અને હિંદી પ્રજાઓ વચ્ચે સંપૂર્ણ સહકાર અનિવાર્ય બને છે. આથી, બ્રિટિશ ઉદ્યોગોને યંત્રસામગ્રી માટેનું અમાપ બજાર મળશે તથા બ્રિટનનું ઉત્પાદન વિસ્તૃત બનશે.

**આ માર્ગ ન સ્વીકારીને બ્રિટિશ મૂડીવાદીઓને ફરી એકવાર હિંદને પછાત તથા અવિકસિત દશામાં રાખવા દેવાની તક આપવામાં આવશે તો બ્રિટન અને હિંદ બન્નેને આર્થિક ખાનાખરાબી વેઠવાનો વારો આવશે. હિંદનું દેવું ભરપાઇ કરવું અને સ્ટર્લિંગ પુરાંતના બદલામાં તેને યંત્રસામગ્રી પૂરી પાડવી એ હિંદ અને બ્રિટન બન્ને માટે આ રીતે અતિ આવશ્યક છે. માત્ર રાષ્ટ્રની આબરૂનો જ નહિ પણ ખુદ બ્રિટનની આર્થિક સલામતીનો આ સવાલ ગણાવો જોઇએ.**

## હિંદની માગણીઓ

હિંદના આર્થિક જીવનને ફરી પગભર કરવાનો સવાલ ઉગ્ર બન્યો છે. યુદ્ધનો બોજ સહી ન શકવાથી તેનું આર્થિક માળખું તૂટું તૂટું થઇ રહ્યું છે. શાહીવાદીઓએ તેનો આર્થિક વિકાસ ખોરવી નાખવાને

કારણે હિંદને પારાવાર મુશ્કેલીઓ વેઠવી પડી છે. પોતાની જાતને રક્ષવા તે તાત્કાલિક પગલાં નહિ ભરે તો યુદ્ધ પછીના સમયમાં તેની સ્થિતિ આથીયે વધુ ખરાબ બનવાની છે. હિંદમાં પરદેશી માલની આયાત થતાં, યુધ્ધ ઉત્પાદન સાથે સંકડાયેલાં અનેક કારખાનાં બંધ પડવા લાગ્યાં છે. એટલે, નવા ઉદ્યોગો ઉભા કરવામાં ન આવે તો હજારો મધ્યમવર્ગીઓ અને ઔદ્યોગિક કામદારોને સંપૂર્ણ બેકાર અને નિરાધાર બનવાનો વખત આવશે.

યુદ્ધ પહેલાંની સ્થિતિ કરતાં યે વધુ ખરાબ સ્થિતિમાં–ગરીબાઈ અને આર્થિક વિકાસની ભયંકર રૂંધામણની હાલતમાં મુકાવાની હિંદની હવે જરાયે ઈચ્છા નથી. એટલે, ગરીબાઈ અને કંગાલિયતની હાલતમાંથી તેણે બહાર આવવું હોય તો ઔદ્યોગિક વિકાસનો કાર્યક્રમ અપનાવ્યા વિના હિંદને છુટકો જ નથી.

**લાખો જાન અને કુટુંબોની બરબાદી તથા લોકોની પારાવાર યાતનાને અંતે હિંદે સ્ટર્લિંગ થાપણ જમા કરી છે. આ થાપણથી જરૂરી યંત્રસામગ્રી તથા ઔદ્યોગિક વિકાસના ઓછામાં ઓછા કાર્યક્રમ માટે યાંત્રિક માલ ખરીદવાની અને છેલ્લા પાંચ વર્ષમાં હિંદના લોકોએ વેઠેલી યાતનાઓનું કંઇક અંશે વળતર વાળવાની શકયતા હિંદ માટે ઉભી થઈ છે આ સ્ટર્લિંગ અનામત હિંદના લોકોની છે; અને હિંદની ગરીબાઇ તથા આર્થિક અવદશા પર પ્રહાર કરવા તે હિંદના લોકોને પાછી વાળવી જ જોઇએ.**

૧૪૦૦ કરોડ રૂપિયા એ કૈં નાની સૂની રકમ નથી. રેલ્વે અને અન્ય વાહન વ્યવહાર બાદ કરતાં, હિંદમાં રોકેલી મૂડી કરતાં એ બમણી છે. નવા ઉદ્યોગોમાં આ રકમ રોકવામાં આવે તો ઔદ્યોગિક ધંધામાં ૨૦૦ ટકાનો વધારો થાય અને એટલા જ પ્રમાણમાં ઔદ્યોગિક ઉત્પાદન વધે તેમ છે.

**આથી, પોતાનો દાવો સંપૂર્ણ ભરપાઇ કરવાની હિંદે માંગ ઉઠાવવી જોઇએ. હિંદમાં રોકાયેલી તમામ બ્રિટિશ થાપણ હિંદીઓના હાથમાં સોંપી દેવાની તેણે માંગ ઉઠાવવી જોઇએ.**

આ થાપણ લોખંડ અને પોલાદના ઉદ્યોગોમાં, કોલસાની ખાણોમાં, એન્જિનિયરીંગ અને રસાયણના ઉદ્યોગોમાં તથા ચાના વાવેતરમાં છે. એટલે, આ ઉદ્યોગોમાંની થાપણ હિંદીઓના હાથમાં જતાં, બ્રિટિશ

મૂડીની પકડ હેઠળના અગત્યના હિંદી ઉદ્યોગો મુક્ત બનશે. આથી, બ્રિટિશ મૂડીવાદીઓ હિંદમાંથી જે અઢળક નફો નીચોવે છે તે પણ હિદમાં જ રહેશે. આનો અર્થ એ થયો કે, આ ઉદ્યોગોમાંથી થતો નફો ઉદ્યોગોને વધુ વિકસાવવા માટે ખર્ચાશે.

આ બ્રિટિશ મૂડીનો પગ ખતમ થતાં રાજકીય દ્રષ્ટિએ પણ હિંદને ઘણો લાભ થશે. હિદમાંનાં સૌથી વધુ પ્રત્યાઘાતી સ્થાપિત હિતો–બ્રિટિશ મૂડીવાદ પર આ પગલું જીવલેણ ફટકો મારશે. અને એ રીતે, આપણા દેશના રાજકારણમાં હસ્તક્ષેપ કરવાની તેની શક્તિ પર જબ્બર કાપ પડશે.

આટલું થયા પછી એક બીજી વાત સાફ સાફ સ્પષ્ટ કરવી જોઈએ. હિંદના પુનર્જીવનની અને તાત્કાલિક ઔદ્યોગિક વિકાસની જરૂરિયાત જોતાં, યંત્રસામગ્રી માટેની હિંદની ઓછામાં ઓછી માંગ આ સ્ટર્લિંગ પુરાંતમાંથી સંતોષાવી જોઈએ. હિંદને આર્થિક વિનાશમાંથી ઉગરવું હોય તો હિંદની આ ઓછામાં ઓછી માંગ અવશ્ય પુરી કરવી જોઈએ. નહિ તો, ખુદ બ્રિટન પર હિંદની અવદશાની ખરાબ અસર થશે. બ્રિટિશ શરાફી મૂડીએ હિંદનો આર્થિક વિકાસ જાણીબૂઝીને અવરોધ્યો છે. એટલે, ઝડપી ઔદ્યોગીકરણ તથા પોતાના જીવનધોરણમાં સતત સુધારા માટેની માંગ ઉઠાવવાનો હિંદના લોકોનો અધિકાર છે. બ્રિટન અને હિંદની પ્રજાઓના સહકારની બાબતમાં હિંદની ઓછામાં ઓછી જરૂરિયાતોને પહેલી પસંદગી આપ્યા વિના છૂટકો નથી. હિંદમાં ઔદ્યોગીકરણ અને નવા નવા ઉદ્યોગોની–ખાસ કરીને ભારે ઉદ્યોગોની સ્થાપના કરવી એ હિંદની ઓછામાં ઓછી જરૂરિયાત છે. હિંદની આ ઓછામાં ઓછી જરૂરિયાતો, લોકોનો વિશ્વાસ ધરાવતી હિંદની રાષ્ટ્રીય સરકારના તત્કાલ હેતુઓ અને આગળથી તૈયાર કરેલી યોજના અનુસાર નક્કી કરવી પડશે. હિંદની આ જરૂરિયાતો સંતોષવા માટે ભલે થોડાં વરસો લાગે; પણ, તેનો અમલ તત્કાલ શરૂ કરવાનો રહેશે. હિંદની સ્ટર્લિંગ પુરાંત અનિશ્ચિત મુદત સુધી સ્થગિત કરી શકાય નહિ; અને, બ્રિટિશ મૂડીદારોની નફાખાઉ સગવડ અનુસાર તેનો ઉપયોગ કરવાની છૂટ આપી શકાય નહિ. હિંદને યંત્ર સામગ્રીની તત્કાલ જરૂર છે. હિંદનું આ લેણું વસૂલ થતું અટકાવીને હિંદ કદી યે પગ ભર ન થઈ શકે એટલી હદે હિંદનો વિનાશ નોતરી શકાય નહિ.

પોતાની ઉપરનું લેણું અમુક વરસોમાં બ્રિટન વહેંચી નાખે તો, બ્રિટિશ ઉદ્યોગ બહુ સહેલાઇથી આ ભાર વહી શકે તેમ છે. હિંદમાંની તમામ બ્રિટિશ થાપણો હિંદને સોંપી દઈ આ પુરાંતનો મોટો ભાગ ભરપાઈ કરી દેવામાં આવે તો આ કામ ઘણું જ સહેલું બની જશે. આમ, દેવું ચૂકવવાની દિશામાં શરૂઆત કરતાં કોઈ જ મુશ્કેલી આવે તેમ નથી.

**સાથો સાથ, આ પુરાંતમાંથી દર વરસે અમુક ભાગ ડોલર અથવા તો સોનામાં ફેરવવાની જોગવાઇ કરવાની રહેશે.** ઇંગ્લાંડ જે માલ પૂરો ન પાડી શકે તે માલ—યંત્રસામગ્રી અને મશીનરી, હિંદ, અમેરિકા અને અન્ય દેશોમાંથી ખરીદી શકે એ માટે આ જરૂરી છે. બ્રિટન અમુક યંત્રસામગ્રી અને એવો માલ ન પૂરો પાડી શકે તો હિંદના ઔદ્યોગીકરણને થંભાવી શકાય નહિ; હિંદને પગ ભર થતાં અટકાવી શકાય નહિ. બ્રિટનમાં યા તો બ્રિટન બહાર હિંદની સ્ટર્લિંગ પુરાંતનો ઉપયોગ ન કરવા દેવાની—'ગંજીનો કૂતરો ખાય નહિ અને ખાવા દે નહિ' એવી બ્રિટનની નીતિનો તત્કાલ અંત આવવો જોઈએ.

**હિંદને પોતાની અનામત ખાણ માનનારા અને હિંદ અન્ય રાષ્ટ્રો સાથે વેપાર કરે તેનો વિરોધ કરનારાં તત્વો તરફથી જ આ દરખાસ્તનો વિરોધ થઇ રહ્યો છે. બ્રિટિશ જનતાએ તો ઉલટાની આ દરખાસ્ત વધાવી લેવી જોઇએ.**

કારણ, એથી તો હિંદની અત્યારની હાલતમાં ઝડપી સુધારણા કરવામાં એ દરખાસ્ત મદદ રૂપ બને છે; અને સાથો સાથ, હિંદને તત્કાલ મોટા પ્રમાણમાં યંત્રસામગ્રી આપવામાંથી બ્રિટન ઉગરે તેમ છે. તત્કાલ આનો અર્થ એ થયો કે, હિંદનું દેવું અમેરિકન દેવામાં ફેરવી નાખવામાં આવે, અને એ રીતે, બ્રિટનના ઔદ્યોગિક ઉત્પાદન પરનું વધુ પડતું દબાણ દૂર કરવામાં આવે. આથી, હિંદને પોતાને જરૂરી માલ ગમે ત્યાંથી ખરીદવાની છૂટ મળશે; અને બ્રિટન તરફની હિંદની કુશંકા તથા અન્યાયનો છેલ્લો અવશેષ દૂર થઈ જશે.

એટલે, જો આ ધોરણે બ્રિટન અને હિંદની પ્રજાઓના પ્રતિનિધિઓ સહકાર સાધે અને એક બીજાને ન્યાય આપવાની ભાવના રાખે તો હિંદની પ્રજા બ્રિટિશ પ્રજાને ન્યાય કરવામાં રજ માત્ર પાછી પાની કરશે નહિ; બ્રિટિશ પ્રજા પર વધુ પડતો બોજ લાગે તો હિંદની પ્રજાને, પોતાના લેણાંની રકમનો અમુક ભાગ માંડી વાળતાં જરાયે મુશ્કેલી લાગશે

નહિ. હિંદ અને બ્રિટિશ પ્રજાઓ વચ્ચે આ ધોરણે આવો કોઈ કરાર થાય તો હિંદના લોકોને લાગવું જોઈએ કે આ કરારથી તેમના શોષકોના હાથ મજબુત બનતા નથી; પણ, હિંદના વિકાસમાં રસ લેનાર તેના મિત્રોને જ એથી મદદ મળે છે. હિંદના લોકને આ ખાત્રી થાય તો જ બ્રિટન અને હિંદની પ્રજાઓ એક બીજા તરફની ન્યાયની ભાવનાથી પ્રેરાઈ વર્તશે. તેમને ગુલામ રાખનાર અને તેમના નેતાઓને જેલમાં પૂરનાર લોકોને કોઈ પણ જાતના આર્થિક લાભો આપવા હિંદની પ્રજા કદીયે પ્રેરાય નહિ.

**હિંદના લોકોનો વિશ્વાસ ધરાવતી રાષ્ટ્રીય સરકાર જ આવા કરાર માટે વાટાઘાટો ચલાવી શકે. હાલની બિનજવાબદાર સરકાર આ કરી શકે નહિ.**

કારણ, હિંદી હકોને એ વેચી ખાય તેમ છે. હિંદના હકો ને દાવાઓને ખતમ કરવા બ્રિટિશ નામનો ઉપયોગ કરતી ને સ્થાપિત હિતનું પ્રતિનિધિત્વ ધરાવતી બ્રિટિશ સરકાર સાથે નહિ પણ બ્રિટિશ જનતાનું સાચું પ્રતિનિધિત્વ ધરાવતી બ્રિટિશ સરકાર સાથે જ આ વાટાઘાટો થઈ શકે.

હિંદની સ્ટર્લિંગ પુરાંતનો યોગ્ય ઉપયોગ અને પતાવટ થતાં હિંદનો ઔદ્યોગિક વિકાશ થશે એટલું જ નહિ પણ તે પોતાના ચાવી સમાન અને ભારે ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરી શકશે; આમ, રાષ્ટ્રીય યોજના સમિતિનું એક અગત્યનું સૂચન તે અમલમાં મૂકી શકશે. હિંદની સ્ટર્લિંગ પુરાંત ખાનગી મૂડીવાદીઓના હાથમાં નથી; પણ, રાજ્યના હાથમાં છે. હિંદમાંની બ્રિટિશ થાપણો હિંદને સોંપાતાં અને સ્ટર્લિંગ પુરાંતનો થોડો ઘણો નિકાલ થતાં, હિંદ પોતાની રાષ્ટ્રીય સરકાર હેઠળ કોલસાની ખાણો અને એવા બીજા મુખ્ય ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરી શકશે. વળતર તરીકે ભારે ઉદ્યોગો માટે યંત્રસામગ્રીની આયાત થાય એ પણ રાષ્ટ્રીયકરણની દિશામાં માંડેલું પગલું ગણાશે. આ રીતે હિંદ યોજનાબદ્ધ વિકાસની દિશામાં એક અગત્યનું પગલું ભરી શકશે: અને, આ ડગલું ભરતાં તે ખાનગી ઉત્પાદન તથા પોતાના મૂડીદારોની લાલસાને અંકુશમાં રાખી શકશે. આમ, હિંદનો ઔદ્યોગિક વિકાસ વ્યવસ્થિત બનશે; પોતાના કામદારો અને લોકોનું જીવનધોરણ તે ઉંચું લાવી શકશે; અને, ઉત્પાદન નિરંકુશ હોય ત્યારે કામદારો અને જનતાને લૂંટતાં સ્થાપિત હિતોની મધલાળમાંથી તેમને ઉગારી શકશે.

# થાપણુને વધુ જમા થતી અટકાવો

યુધ્ધનો હજી અંત આવ્યો નથી. હજી ઘણા વખત સુધી બ્રિટિશ લશ્કરને હિંદમાંથી માલ પૂરો પાડવાનો રહેશે. ઇંગ્લાંડમાં હિંદની સ્ટર્લિંગ પુરાંત વધતી જશે. આનું પરિણામ એ આવશે કે, એક પણ પાઈની કિંમત ચૂકવ્યા વિના હિંદમાંથી માલ જતો રહેશે; હિંદમાં ભાવો વધ્યા કરશે અને યાતનાઓના પડછાયા હિંદ પર ઘેરા બન્યે જશે.

આ બધું બનતું અટકાવવા પગલાં ભરવાં જ જોઇએ. યુદ્ધની જરૂરિયાત સંતોષવાનો હિંદ ઇન્કાર કરી શકે નહિ. કારણ, જપાનના પરાજયમાં ખુદ તેને જ લાભ છે. પરંતુ એનો અર્થ એ નથી કે, હિંદનો માલ એક પણ પાપની કિંમત ચૂકવ્યા વિના આંચકી લેવામાં આવે અને હિંદ ભાવનો ફુગાવો વેઠ્યા કરે.

રૂપિયાનું ચલણ ઉભું કરવાની આજની રીત, ઇંગ્લાંડમાં જમા થયેલા સ્ટર્લિંગ સામે રૂપિયાની નોટોનો ધોધ વહેવડાવવાની આજની પ્રથા અટકાવવી જોઈએ. હિંદે આપેલ માલ અને સેવાઓ બદલ તેને જરૂરી માલ આપવો જોઈએ. હિંદને આજે અનાજની જરૂર છે. આજે તેના ખાતે ૧૦૦૦૦ લાખ પૌંડ જમા છે છતાં, દેશમાં અનાજની તંગી દૂર કરવા માટે **ગ્રેગરી કમિટીએ** જરૂરી ગણેલું ૧૫ લાખ ટન અનાજ હિંદ આયાત કરી શક્યું નહિ.

**હવે વહાણવટાની મુશ્કેલીઓ કંઇક હળવી બની છે. એટલે, જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં રક્ષણ કરતાં લશ્કરો માટે જરૂરી સરંજામ પરદેશથી આયાત કરવાની સરકારે તમામ કોશીશ કરવી જોઇએ;** હિંદમાં ઔદ્યોગિક ચીજવસ્તુઓની અછત ઉભી કરીને તેનાં સાધનો પર બીનજરૂરી બોજ ન લાદવો જોઈએ. દાખલા તરીકે, લશ્કર પોતાની કાપડની જરૂરિયાત પરદેશથી કાપડ આયાત કરીને આસાનીથી સંતોષી શકે. અને એ રીતે કાપડની પરિસ્થિતિને હળવી બનાવી શકે. આથી, સ્ટર્લિંગ પુરાંત વધુ પ્રમાણમાં જમા થતી અટકશે; નાગરિક જરૂરિયાત માટે મોટા પ્રમાણમાં માલ છૂટો થશે; અને, હિંદમાં ભાવો પણ ઘટશે.

હિંદને યંત્રસામગ્રી અને બીજા માલનીયે જરૂર છે. હવે યુરોપમાં યુદ્ધનો અંત નજીક આવ્યો છે; ભૂમધ્ય સમુદ્ર મુક્ત બન્યો છે: એટલે, હિંદને માલ ન આપવાને કૈં કારણ નથી. બ્રિટન માલ આપવા તૈયાર ન હોય તો અમે-

રિકા હિંદને માલ આપવા ખુશી છે. પરંતુ આ માટે, બ્રિટને હિંદની સ્ટર્લિંગ પુરાંતને ડોલર યા તો સોનામાં ફેરવવી જોઈએ.

**એટલે, માલના બદલામાં સ્ટર્લિંગ લેવાની જુની પ્રથ તાત્કાલિક છોડવી જોઇએ. બ્રિટન અને હિંદ વચ્ચેની લેવડદેવ માલ સામે માલ, અને નહિ કે માલ સામે વચનોને ધોરણે થવ જોઇએ. બ્રિટનને કદાચ એમ લાગે કે, માત્ર માલની નિકાસ કરીને તે પોતાની રૂપિયાની જરૂરિયાત સંતોષવા અશકત છે તો તેણે હિંદમાં રૂપિયાની લોન ઉભી કરવી જોઇએ.**

બ્રિટનની શુભ દાનતમાં હિંદના લોકોને હવે કોઇ વિશ્વાસ ર નથી. એથી, આવી લોન દ્વારા પૈસા ઉભા કરવા તેને માટે મુશ્કેલ છે. પર બ્રિટન એ હિંદ સાથે રાજકીય સમજુતી પર આવે તો આવી લોન ઉભ કરવી કદાચ સફળ બને. **આ પ્રથામાં એક લાભ એ છે કે,** કાગળ નોટો વધુ પ્રમાણમાં કાઢયા વિના બ્રિટન હિંદમાંથી માલની ખરીદી માટે ના ઉભું કરી શકે. હાલના ચલણ વડે હિંદીઓ આ લોન ખરીદે અને માલન કિંમત પણ એ જ ચલણમાં ચૂકવાય. વધુ ચલણ ઉભું કરવાની જરૂર ન પ અને પરિણામે ભાવો વધે નહિ.

આનો અર્થ એ થયો કે, હિંદીઓ બ્રિટનને શાખ પર માલ આપે— પણ, એ માટે તેમને બદલામાં વધુ ભાવો તથા ફુગાવો તો ન વેઠવો પડે. પરંતુ શાહીવાદીઓએ તો આ રસ્તો ય બંધી કરી દીધો છે. નહિ તો, કાગળ નોટોનું દબાણ હળવું કરવા આ માર્ગનો જરૂર ઉપયોગ થઈ શકયો હોત; અને તેનું પરિણામ પણ કંઇક અસરકારક આવ્યું હોત.

## ઉપસંહાર

હિંદની સ્ટર્લિંગ પુરાંતમાં થઈ રહેલો વધારો અને તેને કારણે ઉભા થયેલા અનેક સવાલો, સંસ્થાનોના કારમા શોષણની શાહીવાદી નીતિનો પડઘો પાડે છે. હિંદ સાથે છેતરપીંડી રમીને ૧૪૦૦ કરોડ રૂપિયાનો માલ તેની પાસેથી પડાવી લેવામાં આવ્યો છે; અને બદલામાં તેની કિંમત ભરપાઈ કરવાનું હિંદને માત્ર વચન જ અપાયું છે. આ નીતિને કારણે હિંદને અનેક યાતનાઓ વેઠવી પડી છે; લાખો જાનોની ખુવારી સહેવી પડી છે. હવે જ્યારે પોતાનું વચન પાળવાની વારી આવી છે ત્યારે શાહીવાદીઓ હાથ ધોઇ નાખવા

છે; અને, આડકતરી રીતે યા તો ખુલ્લેખુલ્લા આ દેવું ચૂકવવાનો ...કરે છે.

પરંતુ, હિંદ માટે તો આ પ્રાણપ્રશ્ન છે. હિંદની યુદ્ધોત્તર પુનર્વ્ય-...તાની આપત્તિઓ સામેની તેની લડત વગેરેનો આધાર મોટે ભાગે ...પાઉન્ડનો કેવો ઉપયોગ થાય છે તેના પર જ છે. હિંદની આ મહામૂલી બચત ...તેના વિકાસ માટે એ છૂટી કરવી જ જોઈએ. આથી, હિંદમાંની ...પણી હિંદના હાથમાં સોંપી દેવાની, યંત્રસામગ્રી આયાત કરવાની ...લિંગના બદલામાં ડાલર યા તો સોનાની અનામત ઉભી કરવાની ... માંગ ઉઠાવે છે.

બ્રિટિશ અને હિંદી પ્રજાઓના સહકારના ધોરણે આ પ્રશ્ન ઉકલી ... અને હિંદને ન્યાય પણ આપી શકાય તેમ છે. જો આમ બને તો, ...હિતની દૃષ્ટિએ બ્રિટિશ જનતાને તમામ છૂટછાટ આપવા હિંદીઓ ...નશે. પરંતુ, હિંદને છેતરવામાં શાહીવાદીઓ કામયાબ બનશે તો ...ને આફતમાં ધકેલી મૂકશે એટલું જ નહિ પણ બ્રિટિશ જનતા ...ઓ વાતના ...હારશે.

આજે હિંદના વેપારીઓ અને ઉદ્યોગપતિઓ હિંદના લોકોની ...રડો પાડી રહ્યા છે. હિંદની જમા થયેલી સ્ટર્લિંગ પુરાંતને ઉડાવી ...ાકસ ચાલબાજી સામે તેઓ લડી રહ્યા છે. અને હિંદનું બ્રિટન ...શાહીવાદીઓ ભરપાઈ કરે તેવી માગણી ઉઠાવી રહ્યા છે. આ લડત ...મા દેશની મહાન સેવા કરી રહ્યા છે. આથી, અત્યારે તો આ લડત ...જુ હિંદી ઉદ્યોગપતિઓ અને બીજી બાજુ બ્રિટિશ શાહીવાદીઓ ...ી બની ગઈ છે.

હિંદી પ્રજાએ સ્પષ્ટ અવાજે ઉદ્યોગપતિઓને પોતાનો ટેકો આપવો અને એ રીતે સ્ટર્લિંગ પુરાંતનો યોગ્ય નિકાલ કરવાની તેમની ...ં સુર પૂરાવી અવાજ બુલંદ બનાવવો જોઈએ. હિંદ સામેના બ્રિટિશ ...ઓના કાવતરાંને દફનાવવાનો આ જ ઉપાય છે.



# સોવિયેત રશિયા

**લેખક: ભોગીલાલ ગાંધી**

૨૫ વર્ષ પૂર્વે—જનતાના જેલખાના સમો દેશ, ક્રાંતિ બા
જગતની નૂતન સંસ્કારિતાનો અગ્રદૂત બન્યો છે !

**રાજકીય અને આર્થિક જીવન ઉપરાંત**

નીતિ, ધર્મ, શિક્ષણ, સાહિત્ય, સંગીત, ચિત્રકલા, રંગભૂમિ,
વિજ્ઞાન, નારી જીવન, સ્વાસ્થ્ય, જેલ, લઘુમતિ પ્રજાઓ, લ
પરદેશ નીતિ તથા કમ્યુનિસ્ટ પાર્ટી વગેરે વગેરે........

**અભ્યાસપૂર્ણ અને આધારભૂત ગ્રંથ**

**જાણીતા કલાકાર શ્રી. રવિશંકર રાવળ, શ્રી. મંગળદાસ પકવાસા** (મુંબઇ કૌંસિલના પ્રમુખ), **શ્રી. ગણેશ વા. માવલંકર,** (મુંબઇ ધારાસભાના સ્પીકર), **તથા હંસા બહેન મહેતા,** (મહિલા પરિષદના વરાયેલાં પ્રમુખ) નો 'આવકાર' પ્રાપ્ત થયો છે

**પાનાં ૪૩૨; ૧૨ ચિત્રો આર્ટ પેપર ઉપર;**
**બે નકશાઓ: ત્રિરંગી જેકેટ: કિંમત રૂપિયા પાંચ**

●

**તૈયારીમાં છે** — ## વોલ્ગાથી ગંગા

● ૬૦૦૦ વર્ષ પૂર્વે વોલ્ગા નદીના તટ ઉપરના માનવ જાતિ
માંડી ૧૯૨૨ ના રાષ્ટ્રીય આંદોલનના જમાનાને આવ
કથામય ગ્રંથ: પૃષ્ઠ આશરે ૪૭૦
જગત સાહિત્યમાં અમર રહે તેવો અભ્યાસી ગ્ર

: લેખક : કિં. રૂપિયા ૭

**મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન**

**મળવાનું સ્થળ**

**(૧) લોક પ્રકાશન ગૃહ:** સેન્ડહર્સ્ટ રોડ, મુ

**(૨) પીપલ્સ બુક સ્ટોલ:** પ્રાર્થના સમાજ, અમદાવાદ

**તથા પાર્ટી મથકો અને બુકસેલરો પાસેથી**